# મિથ્ર અથવા મેહેર યઝદ:

અવસ્તામાંથી મળતું તેને લગતું વર્ણન, તથા
બીજી પ્રજાઓમાં થતી તેને મળતી
પરસ્તેશ સાથનો મુકાબલો.

સર જમશેદજી જીજીભાઈ જરથોસ્તી મદ્રેસાનો
ઈસ્વી સન ૧૮૮૭ માં માંગેલો
ઈનામનો રેસાલો.

લખનાર

નસરવાનજી શાપુરજી તવડીઆ,

તે સર જ૦ જી૦ જરથોસ્તી મદ્રેસાનો એક માજી વિદ્યાર્થી.

મુંબઈ:

ન્હા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યોછે.

યઝદેજરદી સને ૧૨૫૮.

ઈસ્વી સન ૧૮૮૮.

# મિથ્ર અથવા મેહેર યઝદ:

અવસ્તામાંથી મળતું તેને લગતું વર્ણન, તથા
બીજી પ્રજાઓમાં થતી તેને મળતી
પરસ્તેશ સાથનો મુકાબલો.

સર જમશેદજી જીજીભાઈ જરથોસ્તી મદ્રેસાનો
ઈસ્વી સન ૧૮૮૭ માં માંગેલો
ઈનામનો રેસાલો.

લખનાર

નસરવાનજી શાપુરજી તવડીઆ,

તે સર જ૦ જી૦ જરથોસ્તી મદ્રેસાનો એક માજી વિદ્યાર્થી.

મુંબઈ:
ન્હા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યોછે.

યઝદેજરદી સને ૧૨૫૮.

ઈસ્વી સન ૧૮૮૮.

આ રેસાલો "સર જમશેદજી જીજીભાઈ ટ્રાન્સલેશન ફંડ"ના
માનવંત ટરસ્ટી સાહેબોના આશરા હેઠલ છપાંવ્યો છે.

## મારા વાહાલા મુરબીજી પિતાજી

જેઓ મારી કેળવણી—અને મુખ્ય કરીને મારો ધર્મને લગતી

કેળવણીને માટે ઘણુંક ઉત્તેજન અને ઉલટ મને ના-

હાનપણથીજ આપતા આવ્યા છે તેમને આ

રેસાલાનું નાનું પુસ્તક પૂત્રભાવની

માયાની ઇધાની દાખલ

અર્પણ કર્યું છે.

નસરવાનજી શાપુરજી તવડીઆ.

# દીબાચો.

આ રેસાલો "નામદાર સર જમશેદજી જીજીભાઈ પેહેલા બેરોનેટની યાદગારીને સારૂ ઉભી કીધેલી જરથોસ્તી મદ્રેસા" માં જાહેર કરેલાં ઈનામને માટે તા૦ ૧ લી આગસ્ટ ૧૮૮૭ ને દિને મોકલી આપ્યો હતો, અને તે શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ તપાસીને ઈનામને લાયકનો ઠરાવ્યો હતો.

ઉપલી મદ્રેસાએ આ રેસાલાને માટે જે ઉત્તેજન અને જોગવાઈ મને આપીછે તેને માટે એ કેળવણીખાતાંનો હું મોટો ઉપકાર માનુંછું; તથા એજ ઉમદા ખાતામાં મળેલી અવસ્તા અને પેહેલવી ભાષાઓની મારી કેળવણીને માટે એ મદ્રેસાનો તેમજ તેના વડા શિક્ષાગુરૂ દસ્તુરજી સાહેબ પેશોતનજી બેરામજી સંજાનાનો તથા જંદ શિક્ષક એરવદ સાહેબ એદલજી કેરશાસ્પજી આંટીઆનો આએ તકે બેહદ આભાર માનું છું.

સેવટે, આએ પુસ્તક છપાવવાને માટે "સર જમશેદજી જીજીભાઈ ટ્રાન્સલેશન ફંડ" ના માનવંત ટ્રસ્ટી સાહેબોએ જે આશારો આપ્યોછે તેને માટે એ અકાબર સાહેબોને તેમજ આએ રેસાલો લખતી વખતે જે જે ચોપડીઓની મદદ મેં લીધી હતી તે ચોપડીઓના કર્ત્તાઓનો તેમાં મુખ્ય કરી આપણા વિદ્વાન શેઠ ખ૦ રૂ૦ કામાંજીનો હું મોટો ઉપકારી થયોછું. આ ચોપડાઓનાં નામો, રેસાલામાં જે જે ઠેકાણે મેં મદદ લીધી છે તે તે ઠેકાણે ટાંકેલાં છે.

નસરવાનજી શાપુરજી તવડીઆ.

સુરત, નવેમબર ૧૮૮૮.

# સાંકળિયું.

## ભાગ પેહેલો.

### બાબ ૧ લો.



### બાબ ૨ જો.

બાબ ૩ જો.



બાબ ૪ થો.



બાબ ૫ મો.





# ભાગ બીજો.

---



બાબ ૧ લો.

## બાબ ૨ જો.





# મિથ્ર અથવા મેહેર યઝદ:

## અવસ્તામાંથી મલતું તેને લગતું વર્ણન, તથા બીજી પ્રજાઓમાં થતી તેને મલતી પરસ્તેશ સાથનો મુકાબલો.

મિથ્ર અથવા મેહેર યઝદ એ અવસ્તામાં જણાવેલા અહુરમઝદના તમામ યઝદોમાં ઘણાજ પુરાતન વખતથીજ ઘણો અગત્યનો ભાગ રોકેછે, અને તેના ગુણો, શક્તિઓ અને પદ્વિમાં તો ફક્ત અહુરમઝદ (અને કદાચ અમશાશપંદો) થીજ ઉતરતો તેને જણાવ્યો છે. મિથ્રનાં જુદાં જુદાં ઘણાં કામો છે, જે નીચે જણાવવા પ્રમાણેના આ રેસાલાના પેહેલા ભાગમાંના પાંચ બાબમાં જણાવવામાં આવ્યાંછે.

(૧)—મિથ્ર એ મિનોઇ રોશની ઉપરના મવક્કલ યઝદનું નામ છે, તથા વળી રોશનીનું મૂળ અથવા તત્વ, તથા સુર્ય અને સેતારાઓમાંથી નિકળતી તેમજ તેઓથી તદન સ્વતંત્ર રોશનીનું પણ અલંકારીક રૂપ છે.

(૨)--તે વળી અક્કલની રોશનીનું અલંકારીક રૂપ છે, જેથી તે બધું જોઈ શકે છે અને તેટલામાટે સચ્ચાઇને જાણી અને પિછાની શકેછે, તેટલા પરથી તે સચ્ચાઈનો સાહેદ, તથા ઇનસાફ, કોલકરાર તથા સોગંદ અને ઇમાનદારીનો પલાવનાર તથા બંધાવનાર છે; અને તેથી જે લોકો વચન તોડે, કોલ આપ્યા પ્રમાણે કરજ અદા નહીં કરે, જુઠું બોલે અને બીજાઓને ઠગે, તેઓ ઉપર તે ગુસ્સે થઇને શિક્ષા કરેછે; અને તેવાઓને "મિથ્રદ્રુજ" યાને "મેહેર દરૂજી કરનાર" કહેલાછે;

(૩)—મિથ્ર ગુજરેલાંઓનો ઇનસાફ કરનાર છે, અને તે હાલતમાં તેને "મેહેર દાવર" કરી કહેલો છે.

(૪)—તેને વચ્ચે પડનાર—વચ્ચે આવનાર તરીકે જણાવેલો છે.

(૫)—કોલકરાર અને વચનના મિનોઇ રેએવાલ ઉપરથી, કોલકરારો અને સાટાંઓને પણ અસલથીજ મિથ્રને નામથી ઓળખવામાં આવ્યાંછે, તથા એજ મિથ્ર બોલનો બીજો સામાન્ય નામ તરીકેનો અર્થ પ્યાર અને દોસ્ત—સંસ્કૃત મિત્રને મળતો—થાયછે.

આએ રેસાલાના બીજા ભાગમાં મિથ્રનો બીજા ધર્મવાળાઓના એને મળતા દેવતાઓ સાથનો મુકાબલો કીધોછે, તેમાં—

(૧) મિથ્રની વેદના દેવતા મિત્ર સાથની સરખામણી; તથા

(૨) અસલના જુનાની અને રૂમી લોકો અને બીજા મૂર્તિપૂજકોમાં આગળ કરવામાં આવતી મિથ્રને નામની મોટી પરસ્તેશ સાથનો મુકાબલો.



# ભાગ ૧ લો.

## બાબ ૧ લો.

### મિથ્ર—તે રોશની પરના મવકલ યઝદ તરીકે.

મિથ્રને મિનોઈ તેમજ આએ દુનિયાને લગતી રોશનીના યઝદ તરીકે જણાવેલો છે. એ હાલતમાં તેને "મિથ્ર વોઉરૂગઓયોઈતિ" યાને 'ખોહોલાં ખેતરોનો સાહેબ, મેહેર,' એમ કહેલો છે; તથા તેને "દંઘહુપૈતિ" એટલે 'દેશોનો રાજા' એમ જણાવેલો છે, એટલે કે તમામ ખેતરો તથા દેશો ઉપર તે રોશની ફેલાવીને તેમને ફળદ્રુપ તથા રોશન કરેછે.

### મિથ્ર-મિનોઈ રોશનીનો યઝદ.

અસલમાં મિથ્ર મિનોઈ રોશનીપરના મવકલ યઝદ તરીકે હોય એમ જણાયછે, જે અવસ્તામાં તેને વિશે આવેલાં નીચલાં લખાણ-પરથી જણાશે.

મેહેર યશ્તમાં (ક૦ ૫૦) અલંકારીક ભાષામાં એવું જણાવ્યું છે કે "દાદાર અહુરમઝદે મિથ્રને માટે 'હરબેરેઝઈતિ'[1] અથવા અલબુર્ઝ પહાડની ટોચ ઉપર એક ખોહોલું અને પ્રકાશીત મકાન બનાવ્યુંછે, કે જ્યાં નથી રાત કે અંધારૂં, કે નથી ઠંડો યા ગરમ પવન, નથી મોત ઉપજાવનારાં દુઃખ દરદો, કે નથી દેવરૂપી અપવિત્રાઈ

---

૧. આ "હરબેરેઝઇતિ" અથવા અલબુર્ઝ પહાડ આગલા વખતના ઈરાનીઓને સૌથી ઉંચામાં ઉંચા પહાડ તરીકે જાણીતો હતો, અને તે છેક આસમાન સુધી લાગેલો હોય એવો ખ્યાલ તેને વિશે હતો. આ સબબને લીધે કોઈ પણ ઉંચી કે બુલંદ ચીજ વિશે બોલતાં અલબુર્ઝ પહાડની ઉપમા આપવામાં આવેલી હોયછે. વળી તે દુનિયાની વચ્ચોવચમાં આવેલો છે એવું ધારવામાં આવતું હતું. આ અલબુર્ઝ પહાડને મળતી સમજવાલો હિંદુઓના વેદમાં "મેરૂ" નામનો પહાડ છે.

અથવા ગલીચી; તે અલબરૂઝ પહાડની ઉપર વાદલાં પણ જઈ શકતાં નથી." આએ ફકરામાં જણાવેલું મકાન મિનોઈ બેહેસ્તનો એક નમુનો છે, તથા તેમાં મિથ્રનું રેહેઠાણ જણાવ્યુંછે, તે બેહેસ્તને લગતા રસ્તાઓ ઉપરની મિથ્રની રોશનીને લાગુ પડેછે.

દરેક મિનોઈ શક્તિઓનો ખ્યાલ માણસોને આપવાને આએ દુનિયાને લગતી ચીજોની ઉપમા અથવા સરખામણી આપવામાં આવેલી હોયછે; જેમકે બેહેસ્તને લગતો ચિતાર આપતાં આએ દુનિયાનાં તમામ સુખો અને રાહતનો, તેમજ બેહદ રોશનીનો, અને માણસ જાતથી પોંહોંચી ન શકાય એવી ઉંચાઈવાળી જગાઓનો મુકાબલો કરેલો હોયછે, અને દોજખને લગતો ખ્યાલ આપવાને આએ દુનિયાને લગતાં તમામ દુ:ખો, હેરાનગતી, સજા, રૂતુઓની સખતાઈ તથા પુષ્કલ અંધકારવાળી, અને ઉંડાણની, અને, પૃથ્વીથી ઘણી નીચેની જગાઓની મિસલ આપવામાં આવેલી હોયછે; જો કોઇ શક્તિની ઝડપ વિશે કેહેવું હોયછે તો તેને ઘોડાઓની રથમાં સ્વારી કરતી જણાવેલી હોયછે, તથા તે રથ વગેરેનો પણ દુનિયાઈ સણગાર વર્ણવ્યો હોયછે, જેમકે સોનેરી, જદાવવાળી, ઊંચાં પૈડાંવાળી, વગેરે. તેજ માફક મિથ્રને વિશે અને અકસીર કરીને તેની મિનોઈ રોશનીને લગતું અવસ્તામાં ઘણે ઠેકાણે અલંકારીક ભાષામાં લખાણ જોવામાં આવેછે, જેમકે (મેહેર યશ્ત, ફ૦ ૧૨૪–૧૨૬)—

"બોહોલાં ખેતરવાળો મિથ્ર ઉંચા કીધેલા હાથ સાથે રોશન ગરોથમાનથી સોહામણી, સેહેલથી ચાલનારી, એક સરખી ઝડપવાળી, તમામ સણગારેલી, સોનેરી રથમાં અમર્ગિની જગા તરફ જાયછે. આએ રથમાં ૪ સફેદ, એક સરખા રંગના, મિનોઈ ખોરાકથી પોષાતા, અમર્ગ ઘોડાઓ તેને લઈ જાયછે; તેમની આગળી ખરી સોનેરી ઢોર ચઢાવેલી અને પાછળી ખરી રૂપેરી ઢોર ચઢાવેલી છે; અને તે સઘળા ઘોડાઓ ધોરીઆ, ઝુંસરી, સમેલ અને સારાં બનાવેલાં, ઉપરથી નાખેલાં, ધાતુના સલિયાની સાથે બાંધેલાં જોતરથી જોડેલા છે.

તેની જમની બાજુએ સોહામણો, અતિષે વૃધી કરનાર રષ્નું રાશ્ત (સચ્ચાઈ) જાયછે. અને તેની દાબી બાજુએ સાચી ભેટ લેઈ જનાર, પવિત્ર, સફેદ પોશાક પેહરેલી ચિશ્તિ (ડહાપણ) જે માજદીયસની દિનનો નમુનો છે, તે જાયછે;" વગેરે. "જેની[1] રથને ખુબસુરત દેખાવના ઘોડા જોડેલા હોયછે, જેઓ તેને તેનાં કિરણોથી પ્રકાશિત સોનાનાં એકજ પૈડાં મારફતે ઘસડી જાયછે."

ઉપલા ફકરાઓમાં આપણે મિથ્રની મિનોઈ બેહેશ્તને લગતાં મકાનો તરફની હિલચાલો તપાસી, કે જેપરથી મિથ્રનું મિનોઈ રોશની ઉપરનું મવકલપણું જણાયછે. હવે આ દુનિયાને લગતી મિથ્રની રોશની વિશે અવસ્તામાં શું લખ્યુંછે તે જોઈએ.

## મિથ્ર—ઝગઝગલાની રોશની અને આ દુનિયાની તમામ રોશની ઉપર મવકલ.

મેહેર યશ્ત (ફ૦ ૧૩-૧૬) માં જણાવ્યુંછે કે મિથ્ર "હરબેરેઝૈતિ" યાને અલબરૂઝ પહાડની ઉપર સુર્યની આગમજ પોંહોંચેછે તથા પેહેલાં સોનેરી ઝલકતી રોશનીથી સોહામણી ટોંચો ઉપર પોંહોંચેછે તથા ત્યાંથી પછી તમામ ઈરાનના મુલકો, નદીઓ, તળાવો વગેરે ઉપર તે ફાયદો કરનાર નીધા કરેછે. વળી તે ઈરાનનાં ફળદ્રુપ અને આબાદ ખેતરો, મુલકો, નદીઓ અને તળાવો વગેરે પર નીધા કરેછે (યાને પ્રકાશે છે) એટલુંજ નહીં, પણ સાતે કેશવરો[2] અથવા

---

[1] મેહેર યશ્ત, ફ. ૧૩૬.

[2] આએ સાત કેશવરો અથવા ખંડો કે જેમાં ઈરાનીઓને જણાયલી તે વખતની દુનિયાને વેંહેચી હતી, તેમનાં નામ નીચે મુજબ છે: અરેઝહિ, સવહિ, ફ્રદધફશુ, વિદધફશુ, વોઉરૂબરેશ્તિ, વોઉરૂઝરેશ્તિ તથા ખનીરથ-બામી; એઓમાં છેલ્લા કેશવરને વધારે બુલંદ તથા શોભિતો તરીકે વખાણ્યોછે, કેમકે તેમાં ઈરાનના મુલકો આવેલા હતા. એઓમાંનો પેહેલો કેશવર પશ્ચિમ તરફનો, બીજો ઉગમણ તરફનો, ત્રિજો અને ચોથો દક્ષિણે, પાંચમો અને છઠો ઉત્તરે, તથા ખનીરથબામી મધ્યમાં આવેલા જણાવેલા છે.

ખંડોમાં તે વગર દેખાવે ફેલાયછે; અને તે દરેક ઠેકાણે રોશની, નૂર, આબાદી, તથા તનદુરૂસ્તી અને ફતેહ બખશેછે.

ઉપલાં પરથી દિસેછે કે સૂર્યની આગમજની ઝગઝગલાંની રોશની એ મિથ્રની આ દુનિયાને લગતી રોશનીની શરૂઆત છે. અને સૂર્ય ઉગે અને માણસોની નજરે તે પડે તે આગમજ તેની રોશની—કે જેનો પણ મિથ્ર એક અલંકાર છે તે—પહાડોની ટોંચ ઉપર પેહેલાં પ્રકાશેછે અને તે ટોંચોને પેહેલાં ઝકઝકતી કરેછે, અને ત્યાર પછી જેમજેમ સૂર્ય ઉપર આવતો જાયછે તેમ મિથ્રની રોશની તમામ નીચેનો જમીન, ખેતરો, નદીઓ વગેરે પર ફેલાયછે. રોશનીની ગેરહાજરીથી અંધારામાં જે દુઃખો, સરદીઓ, ખરાબ અને નુકશાનકારક હવાનું ફેલાવું, એ તથા ચોરી, લુટફાટ વગેરે અનેક પ્રકારની પીડાઓ, જે માણસજાતને તેમજ પશુ, પંખી અને ઝાડપાનો વટીકને હેરાન કરેછે તે સૂર્ય ઉગવા પછી મિથ્રની રોશનીથી તમામ દફે થાયછે. ખરાબ રોગો તથા મરકીઓ ઉત્પન્ન કરનાર બદબો દૂર થાયછે, હવા તથા પાણી સ્વચ્છ થાયછે, તથા ઝાડપાનો વગેરે ખિલે છે, અને ચોરી, લુટફાટ વિગેરેનો ઉપદ્રવ ઘણો કમી થાયછે. એ કારણોને લીધે મિથ્રની રોશની જે જે જગાઓ વગેરે પર ફેલાયછે તેમને આબાદ, ફળદ્રુપ તથા તનદુરૂસ્તીવાળાં કરેછે એવું જણાવ્યુંછે, તેનું ખરાપણું તદન ખુલ્લી રીતે માલમ પડી આવેછે.

વળી મિથ્રની રોશની સૂર્યના ઉગવા આગમજનાં ઝળઝળાંને લાગુ પડેછે, એટલુંજ નહીં પણ તે સૂર્ય અસ્ત પામતી વખતનાં ઝળઝળાંની રોશની પણ છે, જે નીચલા વાક્યો પરથી જણાશે—(મેહેર યશ્ત, ક૦ ૯૫):—

"મિથ્ર સૂર્ય અસ્ત પામવા પછી પૃથ્વીની તમામ પોહોળાઈઓ ફરી વળેછે, કે જે પૃથ્વી બોહોલી, ગોળ, અને પાર કરવાને મુશ્કેલ છે, તેના બંને છેડાઓને તે સાફ કરેછે (રોશની પાંથરી નાંખેછે;) અને જમીન અને આસમાન વચ્ચે જે કંઈ હોયછે તે જોયછે."

"મિથ્રનું આ હાડમંદ દુનિયામાં રહેઠાણ આએ જમીનના જેટલા વિસ્તારવાળું, મજબુત બાંધેલું, મોહોટું, તંગી વગરનું, ચળકાટવાળું, વિસ્તીર્ણ, ખોહેલા પાયા ઉપર સ્થાપવામાં આવેલુંછે."[1] આગળ (ત્રીજે પાને) જ્યારે મિથ્રનું મકાન અલબરૂઝ પહાડની ટોંચપર જણાવ્યુંછે, કે જે તરફ બેહેશ્તનો માર્ગ છે, ત્યારે આએ ફ્રકરો તેમજ નીચલા ફ્રકરાઓ મિથ્રની તમામ દુનિયા ઉપરની ફેલાતી રોશનીને લાગુ પડેછે. "જ્યારે મિથ્રની પ્રકાશિત રોશની આએ હાડમંદ દુનિયાને દિપાવેછે, ત્યારે સપેનામીનોને લગતી પેદાયશોને તેથી મજબુત ટેકો મળેછે"--(મેહેર યશ્ત ફ૦ ૧૪૨). "મિથ્રની રોશની તમામ મુલકોની અંદર, બાહેર અને આસપાસ બધે પોંહોંચી વળે છે." (મેહેર યશ્ત, ફ૦ ૧૪૪.)

વળી મિથ્રની રાતને વખતની હિલચાલ નીચલા ફ્રકરા પરથી જણાયછે—(મેહેર યશ્ત, ફ૦ ૯૭-૯૯).

મિથ્ર "મિનોઈ બનાવટની અને બુલંદ પેડાંવાળી રથમાં અર્ઝ[2] કેશવરમાંથી ખનીરથ કેશ્વર તરફ ઘટતો ચકરાવો લઇને આગળ જાયછે, અને તેની સાથે અહુરમઝદનું પેદા કરેલું નૂર અને અહુરમઝદની પેદા કરેલી ફતેહ જાયછે;" વળી "તેની ગાડી બુલંદ અશિશ્વંગ (સુખ અને આબાદીનો અલંકાર) પકડેછે, તેનો રસ્તો માજદીયસ્ની દિન પોતે પુરો પાડેછે. તેને ગેબી, સફેદ, પ્રકાશિત, ખુબસુરત, વૃદ્ધિ કરનારા, ડહાપણવાળા, સેતાબ ચાલના, મિનોઈ ઝડપથી જનારા ઘોડાઓ લઈ જાયછે,.......તેનેથી તમામ ગેબી દેવો (એટલે ખરાબ હવા વગેરેની નુકશાનકારક બદીઓ) બાહેછે, તથા ગીલાનના દૂરવંદો (પાપમાં ફસેલા બુરાઓ—લુટારાઓ) ધ્રુજેછે, કે ગુસ્સે થયલા મિથ્રની સામે હમે આવ્યે નહીં! એકી વખતે હજાર બાજુએ જોઈ વલનાર, બહાદુર, સઘળું જાણનાર અને કદી નહીં ઠગાનાર મિથ્રના હજાર ફટકા (એકી વખતે) તેના દુશમન ઉપર પડેછે." અત્રે મિથ્રના

---

૧. મેહેર યશ્ત, ફ૦ ૪૪. ૨. પશ્ચિમ તરફનું કેશ્વર.

દુશ્મન તે—જેમ આગળ જણાવવામાં આવશે તેમ—જુઠા, ઠગારા, બેઈમાન અને અશોઈની દુનિયાનો નાશ કરનારાઓ, જેવાકે ચોરો, લુટારાઓ અને ગુન્હેગારો વગેરે સમજવા.

ઉપર ટાંકેલા અવસ્તાના ફકરા ઉપરથી સિદ્ધ થાયછે કે મિથ્ર એ તમામ રોશનીને તથા રોશનીના મુળ અને તત્વને તથા આ દુનિયાને લગની દિવસની કે રાતની, તેમજ તમામ મિનોઈ રોશનીઓને લાગુ પડેછે, કે જે ફાયદેમંદ, વૃદ્ધિ કરનારી અને ખુશી કરનારી નુરમંદ રોશનીઓ હર વખત રાતના અને શિયાળાનાં અંધારાંનો નાશ કરે તેપર ફતેહમંદીથી ફાવેછે અને એ પ્રમાણે સપેનામીનોની નેક પેદાયશોની વૃદ્ધિ કરેછે તથા તેમને બળત્વારીથી જાળવેછે.

## મિથ્ર વિશે અસલી ગ્રીક અને રૂમી લખનારાઓનો ભૂલ ભર્યો વિચાર.

રોશનીપરનો મવકલ આ યઝદ તે ઈરાનીઓનો સૂર્ય દેવતા છે એવું ઘણાક ગ્રીક અને રૂમી લખનારાઓ લખી ગયા છે, અને તેનું કારણ એ કે સૂર્યની રોશની એ મિથ્રનો આ હાડમંદ દુનિયાને લગતો સૌથી મુખ્ય, બળવંત, અને ઘણોજ દબદબા ભર્યો અલંકારીક દેખાવ હોવાથી, અને મિથ્રને વિશેનો વિશેષ લક્ષણીક ખ્યાલ, અને તેના મિનોઈ તેમજ હાડમંદ દુનિયા સાથેના સંબંધને લગતી સમજ આગલા વખતની મુર્તિપુજક પ્રજાઓના મનમાં પુરી નહીં ઉતરવાથી જેમ આગલા ઈરાનીઓના ધર્મને લગતી કેટલીક બીજી બાબદો વિશે એ લખનારાઓએ ભૂલ કીધીછે, તેમ મિથ્રને લગતી બાબદમાં પણ એઓમાંના ઘણાકો ભૂલ્યાછે.

## મિથ્રની મોટાઇ અને શકિતઓ.

અસલના વખતમાં મિથ્રને વિશે તમામ યઝદો કરતાં ઈરાનીઓ ઘણોજ ચઢતે દરજ્જેનો ખ્યાલ ધરાવતા હતા, એમ આગળા વખતના યુનાની અને રૂમી લખનારાઓ જણાવી ગયાછે. તમામ

જાનદાર ચીજને, ઝાડપાનને અને પાણીને રોશનીથી થતા અગ-
ણિત ફાયદાઓ તથા રોશની પોતે અહુરમઝદના એક સરસ નમુના
તરીકે ગણાયાથી, મિથ્રમાં અહુરમઝદની ઘણી શક્તિઓનો સમાસ
થયલો સમજવામાં આવ્યોછે. મેહેર યશ્તના પેહેલાજ ફકરામાં[1]
અહુરમઝદ સપેંતમાન જરથોસ્તને જણાવેછે કે "ઓ સ્પિતમ, જ્યારે
મેં બોહોલાં ખેતરવાળા મિથ્રને પેદા કર્યો ત્યારે મેં તેને હું જે અહુરમ-
ઝદ છું તેના જેટલી બુજોર્ગિનો અને વખાણવા લાયકનો બનાવ્યો
હતો." વળી મેહેર યશ્તમાં જગેજગ તેને ઘણોજ બળવંત, ઘણોજ
દબદબાવાળો, એકી વખતે બધી ચીજો જોઈ તથા સાંભળી શકનાર,
હમેશ જાગૃત, કદી નહી ઠગાનાર, અને બુરાઓ, જુઠાઓ અને
ઈરાન દેશના દુશમનોનો નાશ કરનાર, શિક્ષા કરનાર અને તેમને
દુ:ખી કરનાર તરીકે જણાવ્યોછે.

મિથ્રની[2] ચળકાટ ભરેલી રોશની આગળ ગનામોનોને લગતી
તમામ બુરાઈઓ દફે થાયછે; તમામ બુરી શક્તિઓનો નાશ થાયછે,
આળસુ અને હરામખોરોને ઉદ્યમ મલેછે અને તેઓ પોતાની બુરી
નેમમાં ફાવી શકતા નથી; તમામ ગેબી બુરાઈઓ તથા પાપમાં ડુબેલા
તમામ બુરાઓ મિથ્રની રોશનીથી હંમેશ ધ્રુજેછે અને નાસી જાયછે.

અહુરમઝદે મિથ્રને આ હાડમંદ દુનિયાની આબાદીને ટેકવવા
તથા ચોકસી કરવાને ઠેઠવ્યોછે, અને તેથી તે હંમેશ જાગૃત રહીને
અહુરમઝદની પેદાયશને ચાલાકીથી સંભાળેછે—(મે૦ ય૦ ફ૦ ૧૦૩).

આએ ઘણાજ બળવંત તથા ફાયદો કરનાર મિથ્રની રોશ-
નીને ઘેર ધણીઓ, તેમજ મોહોલ્લાના, ગામના અને દેશના ધણીઓ
આકાશ તરફ હાથો ઉંચા કરીને પોતાની મદદે માગેછે; પોતાના

---

૧ આ ફકરા સંબંધી બાબતમાં જુઓ શેઠ ખ. ર. કામાનો "જર-
થોસ્તી અભ્યાસ," વોલ્યુમ ૧ લું, પાનાં ૬૨૦–૬૨૧; તથા એજ વિદ્વાન
ગૃહસ્થનું "જરથોસ્ત નામું," પાનાં ૧૩૭–૧૪૦.

૨ મેહેર યશ્ત, ફ૦ ૯૭ અને તેની પછીના ફકરાઓ.

હકોથી લુટાયલો અશો માર્ગે ચાલનાર દરવીશ મિથ્રને મદદે બોલાવી ઇચ્છેછે કે તે (મિથ્ર)ની સચ્ચાઈને લગતી રોશની તેને લુટનારાઓ ઉપર પડવાથી તેઓ પકડાય, અને તેને કાયદા મુજબ ઈનસાફ મળે. વળી ઈરાનની પડોસની ભટકતી લુટારો જાતોથી આડે રસ્તે પકડી જવામાં આવેલાં ગોસપંદો વટીક મિથ્રની રોશનીને માટે આતુર હોય એમ લાગેછે, કે કયારે તેની રોશની વડે અમારો ગોવાળીઓ અમારી પછવાડે આવી અમો આડે રસ્તે ભુલાં પડેલાંઓને શોધી કાહાડીને તબેલામાં લઈ જાય.—(મે૦ ય૦ ફ૦ ૮૩–૮૭). આ પ્રમાણે મિથ્ર-ની મદદ માંગનારા તમામ લોકોમાં જેઓ અશો અને સાચે મારગે જનારા હોયછે તેમની નેક ઉમેદો હંમેશ બર આવેછે, અને જુઠા, ઠગારા અને દુન્યાનો નાશ કરનારાઓને અહુરમઝદના મિથ્રની મેહેર-બાની ઉતરતી નથી, અને મોડે કે વેહેલે તેવાઓનાં ઘર, મોહોલ્લા, ગામ અને દેશ વગેરેનો નાશ થાયછે.

## લડાઇ અને તેનાં પરિણામો ઉપર મિથ્રની સરદારી.

અસલી ગ્રીક અને રૂમી લખનારાઓ અગાઉના ઈરાનીઓને માટે લખી ગયાછે કે તેઓ દરેક લડાઈને વખતે અહુરમઝદની તેમજ મિથ્રની, લડાઈમાં ફતેહને માટે, મદદ માંગતા હતા, જેમકે આરા-બેલાની લડાઈની આગમજ દરાયસે મિથ્રની મદદ માંગી હતી, વગેરે. આ વાતને અવસ્તાનાં લખાણમાંથી પણ ટેકો મળેછે, જે વિશેનો અવસ્તામાંથી મળતાં લખાણોનો સાર નીચે મુજબ છે.

પાદશાહો અને સરદારો ઘાતકી લશકરોની સામે તથા દેશો જીતવાને એકઠી થયલી રીજમીટોની સામે જતાં ઝગઝગલાંને વખતે મિથ્રને ઈજેછે. બેમાંનો જે પણ બોરદુવાળો સરદાર તેને પેહેલાં ખરાં અંતઃકરણથી વધારે ઈજે તેની તરફ મિથ્ર, ફતેહમંદ પવન અને "દામી ઉપમન" ફરેસ્તાની સાથે જાયછે—(મે૦ ય૦ ફ૦ ૮–૯). જ્યારે દેશના દુશમનોનાં ઘાતકી લશ્કરો સામે મિથ્ર કુચ કરેછે, ત્યારે દુશમનોના હાથોને તે પછવાડેથી બાંધેછે (આંકોશમાં રાખેછે),

તેઓની જોવાની શક્તિને ઢાંકી નાંખેછે, તેમની સાંભલવાની શક્તિ બેહેરી કરેછે, તેઓના પગોને ટેકો આપતો નથી, તથા બલવાખોર દુશમનોના લશ્કરો મિથ્રને લીધે ટકી શકતાં નથી—(મે૦ ય૦ ફ૦ ૪૮). લડાઈમાં જનારા પેહેલવાનો પોતાના ઘોડાની પીઠ ઉપર બેસીને મિથ્રને યાદ કરેછે, અને તેની પાસેથી પોતાના ઘોડાઓ માટે કૌવત, પોતાના શરીરને માટે તનદુરસ્તી, દુઃખ દેનારા દુશમનોથી પુરતી સંભાળ, બુરા દુશમનોને હફાવલું, અને દુઃખ દેનાર દુશમનો અને હરીફોનો સદનતર નાશ કરવાની શક્તિ માંગેછે—(મે૦ ય૦ ફ૦ ૧૧). વળી તેઓ મિથ્ર અને અહુર પાસેથી એવું માંગેછે (મે૦ ય૦ ફ૦ ૧૧૩) કે "જ્યારે ખંજરો જોસમાં અવાજ કરે, જ્યારે ઘોડાઓનાં નસકોરાં ફુંફાડો મારે, અને હથિયારો ચમકે, અને કમાનની દોરી ધ્રુમે ને તીક્ષ્ણ તીરો ફૂંકે, ત્યારે બુલંદ સરદારો—મિથ્ર અને અહુર—અમારી મદદે પોંહચે, કે પછી ગુન્હાભરી ક્રિયા કરનારાઓના છોકરાઓ મરાયલા થઈને લટકતા બાલે પડે."

લડાઈમાં નેક માણસોને મદદ કરનાર તરીકે મિથ્રને એક હથિયારબંદ પેહેલવાનનું રૂપ આપેલું હોયછે—(મે૦ ય૦ ફ૦ ૧૧૨, અને ૧૪૦–૧૪૧). અને તે હાલતમાં તેને રૂપેરી કોલાહવાળો, સુનેરી ઢાલવાળો, હથિયાર ભિડેલો, હિમતવાન, તેજી, હમેશનો ફતેહમંદ, સારાં બનાવેલાં હથિયારથી બંધાયલો, અંધારાંથી સંભાળ રાખનાર (અથવા અંધકારમાં પણ ચોકસી રાખનાર), બળવંતોમાં સર્વેથી બળવંત, વગેરે કહેલો છે. વળી તેની રથમાં (મે૦ ય૦ ફ૦ ૧૨૮–૧૩૨) તીક્ષ્ણ તીરો, ભાલાઓ, બરછીઓ અને તલવારો, તથા ભારી ગુરૂજ રાખેલાં હોયછે, જે તેના દુશમનો ઉપર મનમાં ખાએશ થતાંજ પડેછે.

## મિથ્રના સાથીઓ.

મિથ્રના હંમેશના સાથી તરીકે રામ ખાસ્ત્ર (હવાનો ફરેસ્તો) છે, કેમકે હવા અને ether નામની હવા જેવી, બારિક, ઝીણી,

પ્રવાહી ચીજ એઓ વડે સૂર્ય અને માહાતાબ વગેરેની રોશની જમીન ઉપર પોંહોંચી શકેછે. વળી ર૭નું (સચ્ચાઇ અને ઈનસાફનો ફરેસ્તો) પણ મિથ્રના સાથી તરીકે સાથે ફરેછે. "નેરીઓસંઘ" ફરેસ્તો (અહુરમઝદનો કાસદ)—(મે૦ ય૦ ફ૦ ૫૨) તથા સરોષ યઝદ (માજદિયસની દિનને લગતી તાબેદારીનો ફરેસ્તો) એઓ પણ મિથ્રના સાથી છે. વળી એઓ ઉપરાંત "અર્શીસવંગ" અને "પારેન્દિ" (દોલત અને ખજાનાપર મવકલ નારી ફરેસ્તાઓ)— (મે૦ ય૦ ફ૦ ૬૬) તથા બેહેરામ (ફતેહનો ફરેસ્તો) અને "દામી ઉપમન" (કોલકરારનો[1] ફરેસ્તો) અને પાણી, ઓરવરો અને અશો લોકનાં ફરોહરો વગેરેને તેના રેસાલામાં કુચ કરતા જણાવ્યાછે.

## બાબ—બીજો.

## મિથ્ર—સચ્ચાઇ, કોલકરાર અને ઈનસાફપરના મવકલ યઝદ તરીકે.

### સચ્ચાઇ અને કોલ પાલવા વીશેનાં જરથોસ્તી ધરમમાંનાં ફરમાનો.

સચ્ચાઈ એ જરથોસ્તી ધર્મમાં ફરમાવેલી અનેક નીતિઓમાં સર્વોત્તમ નીતિ તરીકે જણાવેલીછે અને તેને માટેનાં જરથોસ્તી ધર્મ પુસ્તકોમાં જગેજગ ફરમાનો આવેલાં છે. ગમે એવાં દુઃખો પડે, ગમે તે થાય, જોઈએ તો જીવ પણ આપવો પડે, પણ કદી અને કંઈ પણ કારણસર સચ્ચાઈનો ત્યાગ ન કરવો એ અશો જરથોસ્ત પેગંબરનો બુલંદ વિચાર અને હોકમ હતો, અને તે એ મહાન પુરૂષે પોતે ખરો પાડી દુનિયાને દાખલો આપ્યોછે; અને તે સબબથી એ અશો સાહેબ વિશે જ્યાં જ્યાં બોલવામાં આવ્યુંછે, ત્યાં

[1] કેટલાકો એને શરાપને લગતો ફરેસ્તો ગણેછે.

તેને "અષાઉમ" અને "એરેઝવો" રાસ્ત અને સાચો, એ ખેતાબો હંમેશ લગાડેલા હોયછે. આએ ઉત્તમ નેકોની અસર ઘણાજ આગલા વખતથીજ ઇરાનીઓ ઉપર ચાલુ રહી હતી, અને સચ્ચાઇને પારકા લોકો ઇરાનીઓના એક ખાશ ખવાસ તરીકે જણાવી ગયાછે. અસલી યુનાની અને રૂમી લખનારાઓ એ વિશે બોલતાં લખી ગયાછે કે ઇરાનીઓ પોતાનાં બચ્ચાંને નાનપણથીજ સાચું બોલવું, ખેતીવાડી કરવી, અને ઘોડેસ્વાર થવું, એ ત્રણ ચીજ ખાસ કરીને શિખવતા હતા. જે જમાનામાં સચ્ચાઇને તેને જોઈ-તી અગત્યતા આપવામાં આવતી હતી, અને જે લોકોમાં સચ્ચાઇને માટે આવા ઉમદા વિચારો હતા તેવે વખતે અને તેવા લોકોમાં સચ્ચાઇના એક અલંકાર તરીકે મિથ્ર યઝદ વિશે કેવો બુલંદ, દબદબા ભરેલો, અને ઘણોજ મોહોટો ખ્યાલ હોવો જોઈએ, તે અવસ્તામાં આપણને ખુલ્લી રીતે જણાઈ આવેછે. ખુદ અહુરમઝદને વિશે બોલતાં એક ગ્રીક તવારીખ કરતા લખેછે કે ઇરાનીઓના વિચાર પ્રમાણે અહુરમઝદનું શરીર તે રોશનીનું રૂપ છે તથા તેનો આત્મા તે સચ્ચાઇની આકૃતિ છે.

## રોશનીપરથી મિથ્રનો સચ્ચાઇ વગેરેનો નીતિને લગતો નિકળેલો ખ્યાલ.

રોશનીને લગતા મિથ્રના વિચાર ઉપરથી મિથ્રનો આ દુનિ-યાને લગતી નીતિને લગતો ખ્યાલ દાખલ થયો છે, અને એ પાછલો ખ્યાલ એટલે કે માણસજાતની નીતિને લગતો મિથ્રનો સંબંધ અવ-સ્તામાં વધુ માલમ પડેછે. બરોબર રીતે તપાસતાં મિથ્રની મિનોઈ કરામતને લગતી અગત્યતાના કરતાં તેનો નીતિને લગતો ભાગ વધારે અગતનો અને વિશેષ માલમ પડેછે.[1]

રોશની એ એક સચ્ચાઇની ઇંધાણી છે. કંઈ પણ ગુપ્ત બનાવપર રોશની પડવી તે તેની સચ્ચાઇનું માલમ પડવુંછે. દાખલા

૧. જુવો એ બાબે દો. ગાઇગરનાં "પૂર્વ તરફના ઇરાનીઓના સુધારા"ના એરવદ દારાબ દસ્તુર પેશોતન સનજાનાના અંગ્રેજી તરજુમાના વાલમ ૧ લાનો દિબાચો—પાનું ૫૯ મું.

તરીકે, અવસ્તામાં ખોરશેદ અને માહાતાબને અહુરમઝદની આંખો કરી કહ્યાછે; કારણ કે પોતાની પેદા કરેલી એ બંને નૂરી ચીજોની રોશની વડે અહુરમઝદ તમામ દુનિયાને જોઈ શકેછે, તથા ખરૂં અને ખોટું તપાસી, પિછાણી અને જાણી શકેછે. આટલી વાત ધ્યાનમાં લીધી એટલે મિથ્રનો રોશનીની બાબદના ખ્યાલમાંથી સચ્ચાઈ અને ઈનસાફને લગતો ખ્યાલ કેમ નિકળ્યો તે સાફ સમજ પડેછે.

સચ્ચાઈને લગતા યઝદ તરીકે મિથ્ર સચ્ચાઈની રોશની ફેલાવે છે, અને તે સચ્ચાઈ, ઈમાનદારી, કોલકરાર, સોગંદ અને વચનને લગતી નીતિનો રખેવાલ છે. એ હાલતમાં અલંકારીક ભાષામાં મિથ્રને **"અધઓયમન"** એટલે નહીં ઠગાય એવો કહેલો છે. વળી તેને **"અઝંઘ્ર-ગઓષેમ"** એટલે એક હજાર કાનવાળો, અને **"બએવરે ચષ્મનેમ"** એટલે દસ હજાર આંખવાળો એ બોલો પણ જગેજગ લગાડેલા છે; એની મતલબ એ કે અહુરમઝદની મિથ્ર શકિત એકી વખતે હજારોને સાંભળી અને જોઇ શકેછે, તથા સરવે ઠેકાણે હાજર છે; અને ગમે એવી ઠગવિદ્યા અને જુઠાંથી તે ઠગાતો નથી.

## મિથ્રને નામથી સોગંદ ખાવાનો આગલા ઇરાનીઓમાં ચાલ.

પ્લુતાર્ક નામનો ગ્રીક લખનાર જણાવેછે[1] કે દરાયસ પાદશાહ એક નપુંસક પુરૂષ પાસેથી એક અગતના બનાવની સચ્ચાઈ વિશે જાણવાને આતુર હોવાથી તેણે તે પુરૂષને હોકમ કીધો કે "મિથ્રની મોહોટી રોશની તરફ નજર કરીને મને કહે કે" વગેરે. વળી બીજા લખનારાઓ જણાવેછે કે ઇરાની પાદશાહો મિથ્રને નામથી સોગંદ લેતા હતા. નીચલો ફકરો[2] જેમ મિથ્રને નામથી સોગંદ લેવાના

---

૧. જુવો દો. આદોલ્ફ રાપના ઇરાનીઓના ધર્મ અને રિવાજને લગતાં જર્મન પુસ્તકનો શેઠ ખ. ૩. કામાનો અંગ્રેજી તરજુમો, ભાગ પાંચમો, પાનું ૧૦૬.

૨. જુવો હીરેનની તવારિખને લગતી શોધો—(Heeran's Historical Researches, Volume I., page 271).

રિવાજનો દાખલો આપેછે તેમ વળી તે અશો જરથોસ્તના પવિત્ર ફરમાનોમાંનું ખેતીવાડી કરવાને લગતું ઉત્તમ ફરમાન પાદશાહો વટિક કેટલી બારિકીથી પાલવાની ફરજ સમજતા હતા તે બતાવેછે. કહેછે કે જ્યારે નાનો સાયરસ, લાઈઝેનદર નામના સ્પાર્તન સરદારને પોતાના મોજમઝાને લગતા બાગો દેખાડતો હતો અને તેમનો ઘણીજ સરસ રચના અને સુંદરતાને જોઈને તે સરદાર ઘણો અજબ થતો હતો, ત્યારે સાઈરિસે તેને જણાવ્યું કે "આએ તમામ બાગો મેં પોતે ગોઠવીને રચ્યાછે અને એમાંનાં ઘણાંક ઝાડો વટિક મેંજ રોપેલાં છે." અને જ્યારે તે સ્પાર્તન સરદારે સાયરસના ભપકાદાર અને દબદબા ભરેલા જભા અને સોનાની સાંકલીઓ અને હાથનાં કડાં વગેરે જોઈને તે વાત માનવાની આનાકાની કીધી ત્યારે તે **મિથ્રને નામથી સોગંદ ખાઇને** બોલ્યો કે "અહુરમઝદના એક ભલા ચાકર તરીકે હું જાતે મેહેનત કરવાથી થાકું નહીં ત્યાં સુધી કદી પણ હું ખોરાક ચાખતો નથી."

આપરથી ખુલ્લી રીતે જણાયછે કે આગલા ઈરાનીઓ મિથ્રને રોશનીના ફરેસ્તા દાખલ તેમજ સચ્ચાઈને હંમેશ જાણનાર તથા સર્વવ્યાપક અને જુઠાંના દુશ્મન તરીકે માનતા હતા.

## "મિથ્ર દ્રુખ્શ" અથવા "મેહેરદરૂજી કરનારાઓ."

ઉપલા સબબોને લીધે જુઠાઓ, ઠગારાઓ, બેઈમાનો, વચન તોડનારાઓ અને કોલ આપ્યા મુજબ કરજ અદા નહીં કરનારાઓ મિથ્રના મોટા દુશ્મનો છે, અને એ દુશ્મનોને અવસ્તામાં "મિથ્ર દ્રુખ્શ" યાને "મેહેરદરૂજી કરનારા" કહ્યાછે. માટે હવે પછી આ રેસાલામાં જ્યાં "મેહેરદરૂજી કરનાર" બોલ વાપડવામાં આવે ત્યાં તેનો ઉપર પ્રમાણેનો અર્થ સમજવો.

## એક અશો માઝદયસ્નાન સાથે કે એક દુર્વંદ પાપી માણસ સાથે કરેલો કોલ એક સરખી રીતે પાલવાની તાકીદ.

અહુરમઝદ સપેંતમાન જરથોસ્તને કહેછે (મેં૦ ૫૦ ફ૦ ૨) કે "જેટલું સો બુશઓ અશોઈની દુનિયાને નુકશાન કરેછે તેટલો એક ખરાબ માણસ જે મેહેરદરૂજી કરેછે તે તમામ દેશનો નાશ કરેછે; તેથી ઓ સ્પીતમ, તું કોલ તોડતો મા: પછી તે કોલ એક દુર્વંદ (પાપી માણસ) સાથે કર્યો હોય કે તારી પોતાની દીનવાળા એક અશો સાથે કીધો હોય, તોપણ તે કોલ તોડતો ના; કારણ કે એક પાપી માણસ સાથે અને તેમજ અશો માણસ સાથે કીધેલો કોલ એ બંને એકજ સરખું છે."

ઉપલા ફકરાપરથી જણાયછે કે બીજા કોઈ ધર્મમાં, તે ધર્મ નહીં પાળનારને કાફર કે બેઈમાન વગેરે ગણીને તેમને દુખ કે ઈજા દેવામાં સવાબનું કામ સમજાવવામાં આવતું હોય, પણ જરથોસ્તી ધર્મ તો અસલથીજ શિખવેછે કે દરેક બાબતમાં તમામ દુનિયાનું અને તમામ લોકોનું—પછી તેઓ કોઈ પણ ધર્મ પાળતા હોય તોપણ તેમનું—જેટલું બને એટલું ભલું કરવું, તથા કોઈ પણ બીજા ધર્મવાળાને પણ કંઈ પણ કારણસર દુ:ખ કે ઈજા ન દેતાં તેવાઓની સાથે પણ કંઈ પણ કોલકરાર કે કામ કરવાં પડે તો તેમાં એક જરથોસ્તીએ તો તેઓ સાથે ઈમાનદારીથીજ વર્તવું.

## મેહેરદરૂજી કરનારા કે બીજા પાપીઓને ઉઘાડા પાડીને સજા કરાવવામાં મદદ કરવાની દરેક જરથોસ્તીની ફરજ.

ગાથા ઉશતવઈતિમાં (યસ્ન ૪૯ ફ૦ ૫ અને ૬) જરથોસ્ત સાહેબ ફરમાવેછે કે અગરજો કોઈ માણસ કાયદાનો ભંગ કરતો

જણાય, અથવા તો ભાઈબંધીનો ગાંઠ અને કોલ તોડતો માલમ પડે અથવા કોઈ અશો માણસને કોઈ દુષ્ટ પાપી નજરે પડે તો તે અશો માણસની ફરજ છે કે તેવા કોલ તોડનારા પાપીઓને કોમના વડાઓ આગળ ઉભા કરે, કે જેથી તેવા પાપીઓને પુરતી સજા કરવામાં આવે. પણ અગરજો તેવા કોલ તોડનારા અને ધર્મને લગતી નીતિ પ્રમાણે નહીં ચાલનારા બેઈમાનોને પોતે પકડવાને શક્તિમાન છતાં તેમને પકડીને કોમના વડા આગળ નહીં ઉભા કરે તો તેવો માણસ પોતે નાસ્તીક જેવો છે અને તે જરથોસ્તી કોમને લગતો વધારે વાર ગણાઈ શકાય નહીં, કેમકે (સાધારણ રીતે) જે પાપી માણસને બીજો એક માણસ પોતાના મિત્ર તરીકે ગણે તો તે બીજો પણ પાપીજ હોવો જોઈએ, અને જે કોઈ એક અશો માણસનો મિત્ર હોય તો તે પણ અશો હોવો જોઈએ. આ ઉપરથી જણાશે કે જરથોસ્તી ધર્મ દરેક માણસને પોતાની દીનવાળા નેક માણસો સાથે સાચા કોલથી, ભાઈબંધીથી, અને નીતિના કાનુનોથી રહેવાને, તથા પાપીઓની સંગત નહીં કરવાને શિખવેછે, એટલુંજ નહીં, પણ તેઓ દરેક ઉપર કોલ તોડનારા અને પાપીઓને શિક્ષા કરવામાં મદદ કરવાની ફરજ નાખીછે.[1]

## કોલ પાળવાથી થતા ફાયદાઓ.

જે લોકો કોલ તોડતા નથી તેઓને મિથ્ર ઘોડાના જેટલી ઝડપ બક્ષે છે, તેઓને અહુરમઝદનો આતશ સાચો માર્ગ બતાવેછે, અને અશો લોકોની ભલી, એજમતી અને વૃદ્ધિ કરનારી ફ્રવષિઓ જાતી ફરજંદ આપેછે—(મે૦ ય૦ ક૦ ૩).

મિથ્રના "ભક્તિભાવ ધરાવનારા" કાસદો સઘળી ઉંચી જગ્યાઓ ઉપર અને તમામ મિનારાઓ ઊપર મેહેરદરૂજી કરનારાઓને જોતા અને નજર રાખતા બેસેછે, જેઓએ આગળ મિથ્રને ઠગ્યો હોયછે તેઓને જોતા અને ગણતરી કરતા બેશેછે, તથા જે માર્ગો

૧. એ બાબતના સંબંધમાં વધુ જુવો—પાનાં ૨૯ અને ૩૦.

મેહેરદરૂજી કરનારાઓ અને અશોને મારનારા પાપાઓ શોધેછે તે માર્ગોને તેઓ સંભાળતા બેસેછે—(મે૦ ય૦ ફ૦ ૪૫). મિથ્ર મેહેર-દરૂજી નહીં કરનારા માણસોના મકાનનો બંચાવનાર અને ચોકી કરનાર છે તથા તેવા માણસોની ખેતીને સંભાળનાર છે; કારણ કે મિથ્રની ઉપર સંસાર મંડળનો સંપૂર્ણ અને મઝદની પેદા કરેલી ફ્તેહનો પાયો રચ્યોછે, તથા એ પાયા ઉપર તો જે પેહેલા માણસોએ મિથ્રને ઠગ-વાની કોષશ કરી હતી તેમનો તેમનાં પાપીપણાંને લીધે નાશ થયોછે—(મે૦ ય૦ ફ૦ ૮૦). "રબતુએ સચ્ચાઇના પ્રતિનિધિ દાખલ સંસાર મંડળ સ્થાપ્યુંછે, અને મિથ્રને તેનો રક્ષણ કર્તા ઠરાવ્યોછે. જે કોઈ અશો હોયછે તેમનો તે રક્ષણ કર્તા અને ફાયદો કરનાર થાયછે, પણ બુરાઓનો તે નાશ કરેછે."[1] જે શખસ મેહેરદરૂજી કરતો નથી તેને મિથ્ર સઘળા જુલમમાંથી ટાળેછે અને સઘળા નાશ-માંથી ઉગારેછે, તથા સંકટમાંથી તેને છોડવીને તેનો બંચાવ કરેછે—(મે૦ ય૦ ફ૦ ૨૨–૨૩). જે દેશવાળાઓ મિથ્રને ઠગતા નથી તેઓના દેશોને મિથ્ર સરસ સત્તા તથા ફ્તેહ આપેછે—(મે૦ ય૦ ફ૦ ૨૬).

જેઓ મિથ્રને ખુશી કરેછે યાને કોલ વગેરે પાળેછે, તેઓના મકાનમાં તે સંતોષી રહેછે, તેઓને પુષ્કલ માણસો અને ગોસ્પંદોનાં ટોળાં મેળવી આપેછે. તેઓનાં મકાનોને બાનુઓથી મોહોટાઈ-વાળાં, અને ગાડી, ઘોડા, અને ફ્રનીચર વગેરેથી ખુબસુરત કરેછે; તેઓને તે દોલત, હિમ્મત, નેકનામીવાળી ફ્તેહ, ખુબીવાળી અશોઈ, રવાનને લગતી મોહોટાઈ, ડાહપણ ભરેલી વિદ્યા, સઘળા ઉપર ફ્તેહ મેળવનારી પવિત્ર સરસાઈ, તથા પાક દીનનો અભિયાસ કરવાની ઉલટ આપેછે; તમામ દેવરૂપી બદીઓ સામે તથા ખરાબ અને પાપી માણસો તથા ઘાતકીઓ અને જુલમગારો વગેરેની સામે મદદ અને ફાયદો કરેછે—(મે૦ ય૦ ફ૦ ૨૮–૩૪).

---

૧. પ્રોફેસર હાર્લેના યશ્તના ફ્રેંચ તરજુમાનો અએર્પત મે૦ પા૦ માદનનો ગુજરાતી તરજુમો—પાનું ૯૭.

જેમ મિથ્ર કોલ, વચન, સોગંદ અને નીતિનો રખેવાળ છે, અને જેઓ તે પાળેછે તેમને તે બંચાવેછે તથા સંભાળેછે, તે પ્રમાણે જેઓ મેહેરદરૂજી કરેછે યાને કોલ તોડેછે, ઠગેછે, અને બેઈમાન થાયછે, તેઓ ઉપર તે ગુસ્સે થાયછે અને તેમને શિક્ષા કરેછે.

## મેહેરદરૂજી કરનારાઓને કરવામાં આવતી સજા.

મિથ્ર કોઈથી ઠગાતો નથી, નહીં ઘરધણીથી, નહીં મોહોલ્લા કે ગામના વડાથી, કે નહીં દેશના રાજાથી; અગરજો કોઈ ઘેરધણી અથવા મોહોલ્લા કે ગામના વડાઓ અથવા કોઈ દેશપતી મિથ્રને ઠગે, કોલ તોડે, તો તે ગુસ્સે થયલો અને આજારદે થયલો મેહેર તે ઘેર, મોહલ્લા, ગામ અને દેશનો, અને તેમજ તેઓના ધણી અને વડાઓનો અને દેશના આગેવાનોનો નાશ કરી નાખેછે; જે પણ દિશાએ અને ઠેકાણે મેહેરદરૂજી કરનારા રહેછે ત્યાંથી ગુસ્સે થયલો મિથ્ર જતો રહેછે, અને બેહેશ્ત વિશેની ખાતરી આપતો નથી— (મે૦ ય૦ ફ૦ ૧૭–૧૯).

મેહેરદરૂજી કરનારાઓ જે બુગ અને ગુન્હા ભરેલા ઈલાજો કામે લગાડેછે તેથી તેઓની દરેક વાતની શક્તિ કમી થાયછે; જેમકે વાહાણમાં બેસીને, કે સ્વારી કરીને, કે ગાડીમાં જતાં, તેઓ પોતાની નેમને પોંહોંચી શકતા નથી; તેઓ જે તીર ફેંકેછે તે પાછા હઠેછે; અગરજો કોઈ સારી રીતે ફેંકેલો તીર (જેની સામે નેમ તાકી હોય તેનાં) બદનને પોંહોંચેછે, તોપણ તે તીર તેને જખમી કરી શકતો નથી; જે પણ તીર તેઓ ફેંકેછે તેને પવન ઘસડી લઈ જાયછે; તેઓનાં શરીરમાં મિથ્ર ધાસ્તી દાખલ કરેછે; તેઓની બાજુઓનું કૌવત, પગોમાંનું જોર, આંખોનું તેજ અને કાનની સાંભળવાની શક્તિ મિથ્ર છિનવી લેછે, અને તેઓના તીક્ષ્ણ ભાલાઓ નેમને પોંહોંચતા નથી. (મે૦ ય૦ ફ૦ ૨૦–૨૪).

આગળ કહ્યા મુજબ જ્યારે મિથ્ર જેઓ તેને ખુશી કરેછે તેઓનાં ઘરોમાં ફરજંદો, ગાય ગોસ્પંદો વગેરેની આબાદી કરેછે,

અને બધી રીતે તેઓનાં ઘરબારને સણગારે છે, ત્યારે તેથી ઉલટું જેઓ મેહેરદરૂજી કરનારા હોયછે અને જાહેર રીતે અશોઈનો નાશ કરનારા પાપીઓ હોયછે તેઓ જે પણ જગાઓ અને મકાનોમાં રહેછે તે જગાઓ અને મકાનો શોકાતુર અને ફરજંદોની આબાદી વગરનાં થાયછે; મેહેરદરૂજી કરનારાઓનાં રેહેઠાણ તરફ ઘસડી જવામાં આવતી તેમની ગાયો અને ગોસ્પંદો વટીક ગૌયા શોકાતુર થઈને ચાલેછે અને જ્યારે તેમને તેઓની ગાડીમાં જોડવામાં આવેછે ત્યારે તેઓ આંખે મોં સુધી આંસુઓ ટપકાવતાં ઉભાં રહેછે—(મે૦ ય૦ ફ૦ ૩૮).

---

## બાબ—ત્રીજો.

## (મિથ્ર—માણસના મરણ બાદ ઈનસાફ કરનાર ફરેસ્તા દાખલ, અથવા "મેહરદાવર" વિશે.

વંદીદાદ અને બીજાં પાછલા વખતનાં લખાણ પ્રમાણે મિથ્ર એ ગુજરેલાંઓનો ન્યાયાધીશ છે અને તે હાલતમાં તેને પાજંદમાં "મેહેર દાવર" અથવા ઈનસાફ કરનાર મેહેર કરી કહ્યોછે. આ કામમાં મિથ્રના સાથીઓ તરીકે સરોષ અને રશ્નુ યઝદો છે.

### એક માણસના ગુજરવા બાદ તેના આત્માની હાલત; તથા તેના ગુન્હા અને સવાબનો કરવામાં આવતો તોલ.

વંદીદાદમાં (પ્રગર્દ ૧૯, ફ૦ ૨૮–૩૨) તેમજ હોદોખ્ત નાસ્કમાં (પ્રગર્દ ૨) જણાવવા પ્રમાણે એક માણસના મરી જવા પછી ત્રીજી રાતની બામદાદે તે મરનારનું રવાન (અથવા આત્મા)

"ચિનવત્-પેરેતુ" યાને ચીનવદ પુલ[1] જે આ દુનિયાની હદ અને મિનોઈ દુનિયાની શરૂઆતની વચ્ચે છે, તે તરફ જાયછે. આ ચીનવદ પુલ, કે જેનો અર્થ "(કરેલાં કામોનો) હિસાબ લેનારો પુલ" થાયછે, તેની ઉપર તમામ અશો તેમજ પાપી માણસોનાં રવાનોનું આવવું થાયછે. પછી તે મરનારે આએ દુનિયામાં જીવતાં જીવત જે જે કામ કર્યાં હોય તેનો તેનાં રવાન અને અંતઃકરણ પાસે મેહેર દાવર, સરોષ તથા રશ્ને રાસ્ત યઝદો હિસાબ લેછે, તથા તેણે કરેલાં સવાબો તથા ગુન્હાનો તોલ કરેછે.

જે અશોનાં રવાન હોયછે તેઓને આ દુનિયામાંથી ચીનવદ પુલ પસાર કરીને બીજી દુનિયામાં જતી વખતના તેઓના રસ્તામાં મેહેર મદદ કરેછે.[2] રવાનોના હિસાબ લેનારાઓમાં સરોષ અશો લોકોનો બચાવ તથા પાસ્બાની કરેછે, તથા રશ્નું દરેક રવાનનાં સવાબો અને પાપોનો પોતાનાં સોનેરી ત્રાજવાં વડે તોલ કરેછે;[3] તથા મેહેર રવાનોનો સાધારણ રીતે હિસાબ લેછે તથા રાખેછે.[4]

હિસાબ થઈ રહ્યા પછી જો મરનારે આ દુનિયામાં અશોઈ અને સવાબનાં કામો કર્યાં હોયછે તો તે ખુશબોદાર ઝાડોમાંથી પસાર થાયછે, અને સુગંધી પવન તેની આગળ ફુંકેછે; પછી તેની કેર્દાર અથવા કરણીના એક નમુના દાખલ એક ઘણીજ ખુબસુરત, સોહામણી, દ્હાપણવાળી, બુલંદ, પ્રકાશિત અને ઉંચાં કપડાં પેહેડેલી કુમારીકા તે મરનારનાં રવાન આગળ આવેછે, અને તે અચરત પાંમ-

---

૧. આએ ચીનવદ પુલનો એક છેડો અલબુર્ઝ પહાડ ઉપર અને બીજો "ચકાદ દાઈતી" નામની પહાડની ટોંચ ઉપર જણાવ્યોછે.

૨. જુવો દો. હાઉગ અને દસ્તુર હોસંગજીવાળું અરદાએવીરાફ, ચેપટર ૫ મું, ફ૦ ૩; તથા દો. વેસ્ટની મિનોખેરદ, ચેપટર ૨, ફ૦ ૧૧૮.

૩. જુવો અરદાએવીરાફ, ચેપટર ૫, ફ૦ ૨—૫; તથા મિનોખેરદ, ચેપટર ૨, ફ૦ ૧૧૫—૧૨૨.

૪. જુવો માનોશચેહેરની દાદસ્તાને દીની, "પોર્સેશ" (સવાલ) ૧૩ નો જવાબ.

તાં રવાનના પુછવાથી કહેછે કે હું જે આટલી ખુબસુરત વગેરે બની છું તે તારાજ નેક અને રાસ્ત વચન, સખુન અને કરણીને લીધે થઇ છું. એ પછી તે અશોનું રવાન તેણે કરેલાં કામ મુજબનાં બેહેસ્તમાં પોહોંચેછે. આથી ઉલટું એક પાપીનું રવાન તેણે કરેલાં દુષ્ટ કામોને યાદ કરતું અને તેથી જે શિક્ષા અને દુઃખો આકેબત સુધી ખમવાં પડશે, તે વિશે ધાસ્તીથી વિચાર કરતું, અતિશય બેચેનીમાં, દુર્ગંધી હવાનો દમ લેતું જાયછે, અને ત્યાં તેની કરણીના નમુના તરીકે એક બદસિકલ અને બીહામનો આકાર તેને મલેછે, જે પછી તે પાપીનું રવાન તેણે આ દુનિયામાં કરેલાં કામ મુજબ દોજખમાંનાં દુઃખો ફ્રરશોકંત સુધી ખમેછે.

રવાનનાં કામને લગતા તોલમાં જેઓનાં સવાબો ગુન્હાના કરતાં સેહેજ પણ કમી થાયછે તો તેના પ્રમાણ મુજબની દોજખની જગા તેને મળેછે, તથા જો ગુન્હાના કરતાં સવાબો જરા પણ વધેછે તો તેને તેના પ્રમાણ મુજબનું બેહેશ્તનું મકાન મળેછે; પણ જો સવાબ અને ગુન્હા એક સરખાં ઉતરેછે, તો તેઓને હમેસ્તગાનને લગતું ઉતરતે દરજ્જેનું બેહેશ્તનું મકાન મળેછે, જ્યાં સજા તરીકે હવાનો ફેરફાર થવાથી રૂતુઓને લગતી સખતાઈ હોયછે, બીજું કંઈ દુઃખ હોતું નથી. એટલાપરથી અરદાએવીરાફમાં માણસોને નસિહત કરેલી છે કે તેઓએ આ દુનિયામાં લોભ, લાલચ, તથા વેરભાવને ખાતર સારાં અને સવાબને લગતાં કામો કરવાથી અટકવું નહીં.[1] એ સિવાય બીજા અશો લોકને તેઓએ કરેલાં સવાબનાં કામોનાં પ્રમાણ મુજબનાં બેહેશ્તનાં મકાનો મળેછે, જેમાં સૌથી ઉંચું અને ઉત્તમ બેહેશ્ત ગરોદમાનને નામનું છે.

---

૧. જુઓ અરદાએવીરાફ, ચેપટર ૯, ફ૦ ૪-૧૨.

# બાબ—ચોથો.

## મિથ્ર—વચ્ચે પડનાર અથવા વચ્ચે આવનાર તરીકે.

મિથ્રનો વચ્ચે આવનાર—વચ્ચે પડનાર—એ અર્થ અસલથી થતો આવ્યો છે, કેમકે તે વિશે અસલી યુનાની અને રૂમી લખનારાઓ પણ લખી ગયા છે. અને તે ઘણી જૂદીજૂદી રીતે લાગુ પાડવામાં આવેછે.

વચ્ચે આવનાર તરીકેનો મિથ્રને લગતો વિચાર આગલા વખતમાં ઈરાનીઓમાં તેમજ બીજા લોકોમાં એટલો તો જગ પ્રસિદ્ધ હતો, તથા એટલો તો સાધારણ રીતે માનવામાં આવતો હતો કે પ્લુતાર્ક નામનો ગ્રીક તવારિખનવેશ તે વિશે લખતાં જણાવેછે કે ઈરાનીઓ મિથ્રના એ ખાશ ગુણ ઉપરથી કોઈ પણ વચ્ચે પડનાર માણસને તેમજ બેની વચ્ચેના કોઈ પણ માણસને "મિથ્રસ" કરી કેહેતા હતા.[1] સાધારણ રીતે મિથ્ર દર અંધારી રાતોની વચ્ચે આવે છે તથા દુનિયામાં પોતાની રોશનીથી તાજગી બખશે છે.

પોરફિરી નામનો[2] તવારિખ લખનાર જણાવેછે કે સૂર્યનાં રાશિચક્ર (Zodiac) માં મિથ્રને એક ચોકસ જગા લાગુ પાડેલી છે, અને તે જગાઓ વિષુવ રેખાઓ (Equinoxes) ને લગતી છે, કે જે વખતે દિવસ અને રાત્ર બરોબર એક સરખી લંબાઈનાં થાય છે. એ પરથી મિથ્ર અંધારી રાતોની વચ્ચે આવતી તથા રાતના અંધારાંને નાબુદ કરનારી રોશની તરીકેજ નહીં, પણ વળી તે રોશની

---

૧ Maurice's Indian Antiquities, Vol. IV, P. 721.

૨. જુઓ દો૦ આ૦ રાપનાં ઈરાનીઓના ધર્મ અને રિવાજને લગતાં જર્મન પુસ્તકનો શેઠ ખ૦ રૂ૦ કામાનો અંગ્રેજી તરજુમો, ભાગ પાંચમો, પાનાં ૧૧૦—૧૧૧.

તરીકે તે જાણીતો છે કે જે રોશની દર વસંત રૂતુને વખતે શિયાળાની લાંબી અંધારી રાતો પછી ફતેહમંદી સાથે પંથરાય છે, અને ખુશનુમા, ફાયદાકારક, અને વૃદ્ધિ કરનારો હુનાળાનો ચળકાટ પાછો લાવેછે.

આ કારણને લીધે મિથ્રનું જશન અથવા જશને-મેહેરગાન તે જમાનામાં ઘણોજ મોહોટો અને જાહેર તેહેવાર ગણાતો હતો. એ જશન જે મેહેર મહિનાના મેહેર રોજે પડે છે તે અગત્યપણા અને ધામધુમમાં અસલ ફક્ત જમશેદી નવરોઝને લગતાં જશનથીજ ઉતરતું ગણાતું હતું. જે તેહેવાર વિશે સ્ત્રેબો નામનો અસલી લખનાર બોલે છે કે તે દહાડે ઈરાનના શાહ આર્મિનીયા પાસેથી ૨૦,૦૦૦ ઘોડાનો બક્ષેશ લેતા હતા તે એ મેહેરગાનનું જશન છે.[1]

ઉપલા દાખલામાં ત્યારે મિથ્રને સૂર્યના રાશિ મંડળમાંની વચલી જગા તેમજ વરસના વચલા ભાગ—વિષુવ રેખાઓના વખત—ને લાગુ પાડેલો છે.

પણ વળી જેમ વરસની વચ્ચે આવવા વિશેનો ખ્યાલ ઉપલા દાખલામાં મિથ્રને લાગુ પાડયો છે તેમ તે આપણા મહિનાના દહાડા (રોજ) ના નામોની અને તેમજ મહિનાના નામોની ગોઠવણમાં પણ વચગાળે આવેછે.[2] તે એમ કે મેહેર રોજ ૧૬ મો રોજ છે; એટલે મહિનાના ૩૦ રોજમાંનો બીજો અડધો ભાગ એ (મેહેર) રોજથી શરૂ થાયછે. તેમજ બાર મહિનાનાં નામોમાં મેહેર મહિનો ૭ મો છે, એટલે વરસનો બીજો અડધો ભાગ પણ મેહેર મહિનાથી શરૂ થાય છે. આ રીતે આ **વચલાપણાનો** ખ્યાલ વખતને લગતા ભાગોમાં પણ સચવાયલો જણાયછે.

---

૧. જુઓ શેઠ ખ૰ ૨૦ કામાનું મિથ્રને લગતી પરસ્તેશ વીશેનું ભાષાણ, પાનું ૨૦.

૨. ,, ,, ,, ,, ,, પાનાં ૧–૨.

વળી પ્લુતાર્ક મિથ્રને વિશે લખેછે કે "જરથોસ્તે શિખવ્યું છે કે હાડમંદ દુનિયાને લગતી વસ્તુઓમાં અહુરમઝદ રોશનીને ઘણો મળતો આવેછે, અને હેરેમન અંધારાને ઘણો મળતો આવેછે; પણ એ બંનેની વચ્ચે મિથ્ર છે. એટલા માટે ઈરાનીઓ પોતે મિથ્રને વચ્ચે પડનાર કરીને કહેછે." પ્લુતાર્કના ઉપલા બોલો પરથી મિથ્રનો વચ્ચે પડનાર તરીકેનો વિચાર પોર્ફિરિની માફક ખુલ્લી રીતે માલમ પડતો ન હોવાથી તેણે અહુરમઝદ અને હેરેમનની વચ્ચે મિથ્રને કેઈ બાબતમાં ગણ્યોછે તે વિશે જૂદાજૂદા લખનારાઓએ જૂદીજૂદી-ઘણીવાર ખોટી-અટકલો બાંધી છે; જેમકે કોઇ ધારે છે કે તેનો અર્થ એમ થાય કે મિથ્રમાં અહુરમઝદને લગતો ભલાઇ અને હેરેમનને લગતી બુરાઈ એ બંનેને લગતો વિચાર છે; અથવા તો એમ કે અહુરમઝદ અને હેરેમન એ બંને શકતીઓની વચ્ચે મિથ્ર એક વચ્ચે પડનારી શક્તિ છે; અથવા તો મિથ્ર નેક અને બદ એ બંનેનો વિચાર રાખે છે વગેરે. દો० આ० રાપ[1] પ્લુતાર્કના જણાવવા પ્રમાણે મિથ્રનો વચ્ચે આવવાનો અર્થ બે રીતે ધારે છે; જગાની બાબતમાં, કે વખતની બાબતમાં. જગાની બાબતમાં ગણતાં એનો અર્થ એવો ઉઠે કે અહુરમઝદ કે જેની જગા ઊંચે મિનોઇ બેહેશ્તના મકાનમાં છે, અને હેરેમન કે જેનું મુખ્ય મકાન નીચલી દુનિયા કે દોજખમાં છે, તે બેની વચ્ચે મિથ્રની જગા અથવા તેનો અમલ છે, એટલે તેની જગા વાતાવરન અને દેખાતાં આસમાનની છે. બીજા હાથ ઉપર વખતને લગતી બાબતમાં ગણતાં, મિથ્ર ઉપર જણાવ્યા પ્રમાણે, રાત અને દિવસની વચ્ચે, અને વળી તેજ પ્રમાણે શિયાળા અને ઉનાળાની વચ્ચેના વખતે રોશની લાવેછે, કે જે રાતનાં તેમજ શિયાળાને વખતના હેરેમનને લગતાં અંધારાને હાંકી કાહાડેછે તથા નાબુદ કરેછે.

વળી પ્લુતાર્કના લખાણમાંના ઉપલા ફકરા ઉપરથી ઉઠાડવામાં આવેલા અર્થોમાંનો એક અર્થ એવો સમજાવવામાં આવ્યો

1. જુવો દો० આ० રાપના ઈરાનીઓના ધર્મ અને રિવાજને લગતાં જર્મન પુસ્તકોનો શેઠ ખ० ૩० કામાનો અંગ્રેજી તરજુમો, ભાગ પાંચમો, પાનાં ૧૧૧-૧૧૨.

છે કે તે માણસો તરફથી બેહેશ્તમાં તેમના ગુન્હા માફ કરાવવાને વચ્ચે પડનાર છે. અલબતાં, આ વિચાર દેખીતોજ ભૂલ ભર્યો છે, કેમકે જરથોસ્તી ધર્મ પુસ્તકોમાં કેથે પણ એવો વિચાર જણાવ્યો નથી; એટલુંજ નહીં પણ તેથી ઉલટું મિથ્ર તો—બીજા બાબમાં ટાંકેલા ફકરાઓ પરથી[1] જણાશે તેમ— દરેક માણસનાં કરેલાં કામનો સખત ઈનસાફ લેનાર તથા સચ્ચાઈનો ત્યાગ કરનારાઓને અને ગુન્હેગારોને સજા કરનાર તથા તેમનો નાશ કરનાર છે, અને એવી હાલતમાં તેને માણસની તરફથી વચ્ચે પડનાર તરીકે સમજવું દેખી-તુંજ ખોટું છે. જરથોસ્તી ધર્મ પુસ્તકોમાં જગેજગ[2] જણાવ્યું છે કે દરેક માણસે ગુજરવા પછી તેણે આ દુનિયામાં કરેલાં પોતાનાં કામોનો હિસાબ આપવો છે, અને તે વખતે તેની પોતાની કરણી અથવા કામો શિવાય તેની મદદે બીજું કંઈ પણ આવનાર નથી. જરથોસ્તી ધર્મ ખુલ્લી રીતે જણાવેછે કે દરેક માણસના ગુજરવા બાદ ઈનસાફ કરવાની વખતે તેણે કરેલી નેકી અને સવાબને લગતાં કામો શિવાએ બીજું કોઈ પણ તેની વચ્ચે પડનાર નથી. બીજા કોઈક ધર્મમાં જણાવેલું હોય છે કે ફલાણો તેમનો તારનાર (Saviour) છે, વગેરે. પણ જરથોસ્તી ધર્મ તેવી ઠાલી આશા આપતો નથી; તેમાં જણાવવા મુજબ જેવાં કામ માણસ આ દુનિયામાં કરશે તેવાં ફળ તે મિનોઈ જહાંનમાં ચાખશે, એટલે આ દુનિયામાં કરેલાં તેનાં નેક કામોનો નેક બદલો તેને મળશે અને બદ કામોની દોજખને લગતી ફરશકંત સુધીની સજા ખમવી પડશે, કે જેમાંથી ઉગારવાને કોઈ બીજો શખસ તેની વચ્ચે પડવા આવનાર નથી.

ઉપર જણાવેલા પ્લુતાર્કના ફકરાપરથી ઉઠાડેલા ખોટા વિચાર સંબંધી પ્રોફેસર હાર્લે નીચે પ્રમાણે લખેછે[3]:—

"પ્લુતાર્કના લખાણમાંના એક ફકરાના અને મિનોખિરેદ-માંના એક શબ્દના ખામી ભરેલા અર્થથી મિથ્રને કોઈવાર માણસો

---

૧. પાનાં ૧૯ અને ૨૦. ૨. બાબ ૩ જો, પાનાં ૨૦ અને તેની પછીનાં.
૩. પ્રોફેસર હાર્લેના પશ્તોના ફ્રેંચ તરજુમાનો અઅેરપત મે૦ પા૦ માદનનો ગુજરાતી તરજુમો, પાનાં ૮૨-૮૩.

તરફથી સ્વર્ગમાં વચ્ચે પડનાર તરીકે સમજવામાં આવેછે, પણ તે સમજ ખોટી છે.

"અસલી કે હાલ જમાનાના માજદિયસ્નાનો એવો વિચાર કદી રાખતા ન હોતા, અને જંદ ભાષામાં એવો ખુલાશો આપનારો કોઈ પણ શબ્દ નથી. ગુન્હેગાર માજદિયસ્નાન પોતેજ પશ્ચાતાપ કરવાથી માફી મેલવી શકેછે; એ પશ્ચાતાપ કેવા પ્રકારનો કરવો તે માટે વનદિદાદનો મોટો ભાગ રોકાયલો છે. કેટલાક ગુન્હા કદી માફ નહીં થઈ શકે એવા કહેવાએછે;.......પાછલા વખતમાં આગલના વખતની સજા ઘટાડવામાં આવી હતી, તથા જે ગુન્હા માફ નહીં થઈ શકે એવા આગલા વખતમાં ગણવામાં આવતા હતા, તેને માટે ચોકસ પ્રકારની તોજેશ ઠરાવવામાં આવી હતી, પણ ગુન્હા માટે બીજો કોઈ વચ્ચે પડી તે માફ કરાવે એવો વિચાર કદી પણ રાખવામાં આવ્યો ન હોતો. પ્લુતાર્કનો જે ફકરો સમજવામાં ભૂલ કરવામાં આવીછે તે ઘણોજ સાદો છે. પોતાની De Iside et Osiride નામની કેતાબના ૪૬ મા બાબમાં એ ગ્રીક તવારિખનવેશ લખેછે કે: ઈરાનીઓ મુજબ ઓરોમસદીસ (અહુરમઝદ) રોશનીને અને આરિમેન્યોશ (હારિમન) અંધારાંને મલતો છે, અને મિથ્ર તે બંનેની વચ્ચે છે. આ ફકરામાં પ્લુતાર્ક કંઈ એમ કહેવા માંગતોજ નથી કે ગુસ્સે થયલો ખુદા અને ગુન્હેગાર માણસ વચ્ચે સમજુતી કરાવવાનું કામ મિથ્ર કરેછે; તેની કહેવાની મતલબ એજ છે કે એકેકથી બે ઉલટા તત્વોની વચગાલેનો તત્વ મિથ્ર ધરાવેછે. ખુદા એ રોશની છે, બુરો મનો અંધારૂં છે, જ્યારે મિથ્ર ઝગઝગલાના વખતની રોશની છે.

"સ્વર્ગ અને પૃથ્વિ વચ્ચે માફી બક્ષાવવાનું કામ કરતો હોવાને બદલે મિથ્ર તો અવસ્તા પ્રમાણે ઘણોજ સખત **ન્યાયાધીશ** છે, અને સચ્ચાઈ તોડનારાઓ ઉપર તે મજબુત વેર લેછે. જુઓ આ[1] યસ્તના ફકરા ૧૦, ૧૮, ૧૯, ૨૬, ૨૭, ૩૫–૩૭. વચ્ચે પડી માફ બક્ષાવવાનું કામ કરવાને બદલે તે ઉલટુંજ કામ કરેછે."

---

[1] મેહર યસ્ત.

## બાબ-૫ મો.

## મિથ્ર એટલે કોલ અથવા કબાલા; અને જૂદાજૂદા આસામીઓ વચ્ચે મિથ્ર એટલે મોહોબત અને ભાઇબંધીને લગતો ગાંઠ કેટલો હોવો જોઇએ તે વિશે.

### મિથ્ર એટલે કોલ અથવા કબાલા, અને આગલા ઇરાનીઓમાં તે કેવી રીતે કરવામાં આવતા હતા તે વિશે.

આપણે આગલ જોયું કે મિથ્ર સચ્ચાઈ, કોલકરાર અને ઇમાનદારીનો પલાવનાર તથા રખેવાલ છે. આ તેના ગુણ ઉપરથી અસલથીજ કોલકરાર અને સાટાંને પણ સામાન્ય રીતે મિથ્રના નામ-થીજ ઓળખવામાં આવ્યાંછે. અસલના ઇરાનીઓમાં સાટાં અથવા કબાલાઓ શી રીતે કરવામાં આવતા હતા તે નીચલાંપરથી જણાશે.

વંદિદાદ (પ્રગર્દ ૪, ફ૦ ૨-૧૬) માં કોલ અથવા વચન કેટલી જાતના છે તે વિશે સવાલ પુછવામાં આવ્યોછે, અને તે ૬ (છ) જાતના જણાવ્યાછે. ૧ લો, મોહોડેના વચનને લગતો, યાને મોહો-ડેથી બોલીને આપેલો કોલ; ૨ જો, હાથ ઉપર હાથ થોકીને અથવા તાળી મારીને આપેલો; ૩ જો, પશુની કિંમતનો, એટલે સાટાંમાં એક નાનું પશુ આપીને કીધેલો; ૪ થો, ઢોરની કિંમતનો, એટલે એક મોટું ઢોર આપીને કીધેલો; ૫ મો, માણસની કિંમતનો, એટલે કોલકરાર બજાવવાની જામીનગીરી દાખલ સામા ધણીને કોઇ માણસ (Hostage) સ્વાધીન કરીને કીધેલો કોલ; અને ૬ ઠો, દેશની કિંમતનો એટલે જેમાં જામીનગીરી દાખલ દેશનો કબજો આપેલો

હોયછે તે. હવે આ જૂદાજૂદા કોલમાં પેહેલો કોલ બીજાથી ચહડતો, બીજો ત્રીજાથી, અને એ માફક સૌથી છેલ્લો કોલ તે સર્વથી ચઢતો છે; એટલે જો પેહલો (મોહોડેથી આપેલો) કોલ આપ્યા પછી બીજો કોલ (હાથપર તાલી આપીને કરેલો) આપે તો તે પેહેલો રદ થાયછે અને બીજા કોલ પ્રમાણે કરવાને તે કોલ આપનાર બંધાયછે; જો બીજો આપ્યા પછી ત્રીજો (પશુની કિંમતનો) આપે તો તેથી બીજો રદ થાયછે, અને ત્રીજા કોલ પ્રમાણે ચાલવાને તે બંધાયછે. એ માફક દરેક ચઢતી કિસમનો કોલ તેનેથી ઉતરતી કિસમના કોલને રદ કરેછે. આ ચઢના ઉતરતા કોલ જેઓ તોડે તેઓને તે ચઢના ઉતરતા કોલ પ્રમાણે થોડી કે ઘણી શિક્ષા ફરમાવેલીછે; જેમકે, ૧ લો કોલ તોડે તેણે હાંકી કાહાડવા લાયકનાં ૩૦૦ જાનવરોને ઘોડાના ચાબુકથી અને સરેષોચરણ નામના મારવાના કોરડાથી ગામ બાહાર હાંકી કાહડવાં; બીજો કોલ તોડે તેણે તેવાં ૬૦૦ જાનવરો, ત્રીજાને માટે ૭૦૦, ૪ થાને માટે ૮૦૦, પાંચમાને માટે ૯૦૦, અને ૬ ઠાને માટે ૧૦૦૦, એવાં જાનવરોને હાંકી કાહાડવાં. આ સજા કરવાની રીત વંદિદાદમાં ઘણાખરા બધા સાધારણ ગુન્હાને માટે જણાવેલી છે, જે-પરથી જણાયછે કે તે વખતે વરૂ અને એવાં બીજાં નુકશાન કરનારાં જાનવરોનો ઘણો ઉપદ્રવ હોવો જોઈએ, કે જેને દેશમાંથી હાંકી કહ-ડાવ્યાથી બેવડી ગરજ સરેછે,—ગુન્હેગારોને સજા પોંહોંચે તથા દુઃખ-દેનારાં જાનવરો કમી થાય. આએ કોલ તોડનારાઓનેજ ઉપલી સજા કરવામાં આવતી હતી એટલુંજ નહીં, પણ તેઓનાં અતલગનાં સગાંઓ પણ એને લીધે ચોકસ સજાને પાત્ર થાયછે એમ જણાવ્યુંછે; એટલે, દાખલા તરીકે એક છોકરો કોલ તોડે તો તેને સજા થાય તેની સાથે તેનાં માબાપને પણ ચોકસ સજા કરવામાં આવતી હતી, જેથી અસર એ થાય કે પેલો છોકરો કોલ પાળે તે માટે તેનાં માબાપ વગેરે અતલગનાં બેસીઓ પોતાની બનતી તજવીજ અને તાકીદ કરે. કદાચ એ કોલ તોડનારાનાં અતલગનાં બેશીઓ તેના શા-ક્ષીઓ અથવા કોલ પલાવનારા જામીન દાખલ પણ બંધાતા હોય અને તેને લીધે તેઓ પણ શિક્ષાને પાત્ર થતા હોય. વચન પાળવાની

અને સાચુંજ હંમેશ બોલવાની અસલના ઇરાનીઓમાં કેટલી અગત્યતા ગણાતો હતા તે આ અને એવી બીજી તાકીદો જે અવસ્તામાં જણાવેલી મલેછે તથા જેમાંની કેટલીક વિશે પછવાડે આપણે જણાવી ગયા છીએ[1] તે પરથી પુરતી રીતે દેખાઇ આવેછે.

## જૂદાજૂદા આસામીઓ વચ્ચે મિથ્ર એટલે મોહોબત તથા ભાઇબંધીના ગાંઠ કેટલા હોવા જોઇએ તે વિશે.

મેહેર યસ્ત (ફ૦ ૧૧૬-૧૧૭) માં આગલા ઇરાનીઓનાં ઘરસંસારી અને નીતિને લગતાં બંધારણનો એક ટુક હેવાલ જોવામાં આવેછે, જેમાં જૂદાજૂદા ચોકસ આસામીઓ વચ્ચે બીજાઓ કરતાં મિથ્ર અથવા ભાઇબંધીને લગતું જોડાણ કેટલું હોવું જોઇએ તે બતાવેછે, જે નીચે પ્રમાણેછે.

"બે જોડયા દોસ્તો વચ્ચે મિત્રાચારીનો ગાંઠ (બીજા બે પારકાઓ કરતાં) ૨૦ ગણો હોયછે, બે પડોશીઓ વચ્ચે ૩૦ ગણો, બે ખેતરોના ભાગિયા વચ્ચે ૪૦ ગણો, માટી બૈઅર[2] વચ્ચે ૫૦ ગણો, (એક શિક્ષકના હાથ હેઠલના) બે ચેલાઓ વચ્ચે ૬૦ ગણો, ઉસ્તાદ અને તેના સાગેર્દ વચ્ચે ૭૦ ગણો, જમાઇ અને સસરા વચ્ચે ૮૦ ગણો, અને બે ભાઇઓ વચ્ચે ૯૦ ગણો હોયછે. બાપ અને દીકરા વચ્ચે સોગણો, બે દેશોની પ્રજાઓ વચ્ચે હજાર ગણો, અને (એક દિનદાર સાથનો) માજદિયસની દિનનો ગાંઠ દસ હજારગણો હોયછે, જેથી તે (દિનદાર સખશ) તમામ દિવસો-સુધી હિમતવાન અને ફતેહમંદ થાયછે."

ઉપલાં પરથી એવું ફરમાન જણાયછે કે માજદિયસની દિન સાથે સૌથી મજબુત રીતે બાઝેલો સખશ બીજી દરેક ચીજ કરતાં સૌથી ઘણોજ જોડાયલો હોવો જોઇએ, એટલે જે એક માણસે

---

૧ એ બાબદમાં જુઓ બાબ બીજો— પાનાં ૧૨ થી ૨૦.
૨ પ્રોફેસર હાર્લે પ્રમાણે "દિનદાર ક્રિયા કરનારાઓ."

સૌથી ઘણું જોડાણ માજદિયસની દિન સાથ રાખેલું હોવું જોઈએ, કે કદી પણ એ દિનનાં ફરમાનોથી તે વેગળો જવો ન જોઈએ. તેને-થી ઉતરતો મોહોબતનો ગાંઠ ઈરાનને લગતાં પ્રગણાં અથવા મુલકોની પ્રજાઓ વચ્ચેનો જણાવ્યો છે, કે તેઓ કોઈ પણ બાહારના પારકી જાતવાળાઓના ઈરાનના દેશોપરના હુમલાને વખતે સાથે જોડાઈ જઈને દુશમનોની સામે થાય, કે જેમ અસલ ગ્રીસના જૂદાજૂદા રાજવાળાઓ પારકા દેશના હુમલાઓની સામે —આગે જોડાતા હતા તેમ. આ રીતે ઈરાનના જૂદાજૂદા મુલકોની પ્રજા વચ્ચેના જોડા-ણથી ઉતરતો,—કુટુંબ અને બીજા દોસ્તો તથા ધંધાદારીઓ વચ્ચેનો મોહોબતનો ગાંઠ જણાવ્યો છે. મેહેર યસ્તમાંના ઉપલા ફકરાઓ વિશે પ્રોફેસર હાર્લે નીચે મુજબ લખે છે[1] :-

"મિથ્ર મંડળીની વફાદારીના ગાંઠનો પ્રતિનિધિ છે. એ ફકરાનો અર્થ એમ પણ થઈ શકે કે:-મિત્રો વચ્ચે મિથ્ર મજબુત જોડાણથી ૨૦ (વરસ) રહેછે. કદાચ આંકડા જોડાણની મજબુતી-નું પ્રમાણ બતાવી શકે; જેમકે મિત્રો વચ્ચેનું જોડાણ વીસગણું હોય છે, ઈત્યાદિ; પણ એની પછીના ફકરામાં "હમએ અયાન" શબ્દો આવેલા છે, જે ઉપરથી સાબેત થાયછે કે અહીં સવાલ વખ-તનો છે અને નહીં કે જથ્થાનો."

(ભાગ પેહેલો સમાપ્ત.)

---

૧. પ્રોફેસર હાર્લેના યસ્તના ફ્રેન્ચ તરજુમાનો અએર્પત મે॰ પા॰ માદનનો ગુજરાતી તરજુમો, પાના ૧૦૪ ની ફુટ નોટ.

# ભાગ ૨ જો.

## મિથ્ર અને તેનો બીજા ધર્મવાળાઓમાં થતી તેને મળતી પરસ્તેશ સાથનો મુકાબલો.

## બાબ ૧ લો.

### મિથ્ર અને તેની હિંદુઓના દેવતા મિત્ર સાથની સરખામણી.

આ બાબદ વિશે લખવા આગમજ પાક જરથોસ્તે દુનિયામાં ચાલુ કરેલો અસલ ધર્મ કેવો હતો તે પેહેલાં ટુંકમાં તપાસીએ.

### અશો જરથોસ્તનો અસલ ખાલેશ ધર્મ.

જરથોસ્તી ધર્મને લગતી તમામ ફીલસુફીઓ અને ખુબીઓ અશો જરથોસ્તની પોતાની રચેલી ગાથાવાણીમાં સમાવેલી મળેછે. એ ગાથાવાણીમાં જણાવવા પ્રમાણે જરથોસ્તનો બોધ **ફકત એકજ ખોદા** (અહુરમઝદ) ને માનવાનો હતો, કે જે ખોદા સર્વેનો પેદા કરનાર તેમજ અંત લાવનાર છે; અને જેની બે મિનોઈ શકિતઓ છે,—સ્પેનામીનોની(સ્પેનતમૈન્યુશ)અને ગનામીનોની(અંધ્રૈમૈન્યુશ)—જેમાંની પેહેલીનું કામ દુનિયાની ઉતપત્તિ અને વધારો કરવાનું અને બીજીનું દુનિયાનો નાશ અને ઘટાડો કરવાનું છે. રોશની અને નેકી એ પેહેલીની નિશાન છે, જયારે અંધારૂ અને બદી એ બીજીની ઈધાની છે. આ પ્રમાણે આ બંને શકિતઓ જોકે એકએકને તોડતી આવેછે, તોપણ દુનિયાને ચાલુ રાખવાને તેઓ કેવળ અવશ્યનીજ છે. ગાથાવાણીમાં જણાવેલી જરથોસ્ત સાહેબની વિચારશીળ ફીલસુફી (Speculative Philosophy) નો આ એક મુળ સાર

છે. હવે, તેમાં જણાવેલી નીતિને લગતી ફીલસુફી આએ ૩ શબ્દોમાં સમાવેલી છે,—હુમ્ત, હુખ્ત, અને હ્વર્શ્ત, યાને નેક વિચારવું, નેક બોલવું અને નેક કામો કરવાં; એટલે મનમાં, વચનમાં, તેમજ કરણીમાં, તમામ દુનિયાનું સારૂં થાય એવું, અને તમામ રીતની અશોઈ અને પવીત્રાઈ ચાલુ રહે એવું હમેશ કરતાં રહેવું. આ પવિત્ર ગાથાવાણીમાં કોઈ પણ યઝદો અને અમશાશપંદોને જીવતા પુરૂષો દાખલ ગણ્યા નથી, પણ ફકત મનની મારફતે વિચારી શકાએ એવા મનસ્થ (abstract ideas) ઈશ્વરના ગુણો અથવા તેની મારફતે અશો લોકોને આપવામાં આવતી બખશેશો તરીકે ગણ્યા છે—(જુવો ડા૦ હાઉગના રેસાલાઓ, પાનાં ૩૦૬-૩૦૭). ગાથામાં અહુરમઝદને એકલો પરસ્તેશ કરવા લાયકનો અને સર્વોપરી જણાવ્યોછે, તેમાં કોઈ પણ યઝદ કે બીજી શક્તિને તેનો બરોબરીઓ કે જોડયો લેખ્યો નથી. પણ જરથોસ્તના વખત પછી નીચલા સબબોને લીધે જરથોસ્તી ધર્મમાં બિગાડો થતો ગયો હતો.

## અસલ ખાલેશ જરથોસ્તી ધર્મમાં બિગાડો કેમ થયો તે વિશે.

જરથોસ્તના જમાના પછી ઈરાનમાં જે જૂદીજૂદી પાદશાહતોનો લાંબો વખત સુધી અમલ ચાલુ રહ્યો, અને તે વખતે ઈરાનીઓને જે જે હાંદેસાઓ, તથા ધર્મને લગતા ઘાતકી જુલમાતો વેઠવા પડયા તેથી તથા તે વખતના કેટલાક રાજપાટોના ફેરફારો થવાથી, અને ધર્મને લગતાં પુસ્તકો પાધરાં ન રહેવાથી, તેમજ દિનને લગતી ગુમરાહી અને બેખબરીને લીધે અસલ ખાલેશ અને પાક જરથોસ્તી માજદિયસની ધર્મમાં બિગાડો થતો ચાલ્યો, અને ઈરાનીઓ પારકા મૂર્ત્તિપૂજક ધર્મવાળાઓની નવી અને વાંધાંભરેલી ક્રિયાઓ અને પુજાઓ પોતાના વિસરાઈ જતા પણ એક વારના અતિ ખાલેશ અને બુલંદ ધર્મમાં આમેજ કરવા લાગ્યા. એ બિગાડો વેદ ધર્મવાળા બ્રાહ્મણો, એસોરિયનો, બાબીલોનિયનો, ઈજીપશિયનો અને યૂનાનીઓ વગેરેની સાથે ભળાવાથી થયો હતો.

આ રીતે ધર્મમાં જે બેહદ ચુંથણાં થયાં હતાં, તેમાં અરદેસર બાબેગાન, દેરાયસ હિસ્તાસ્પીસ, અને બીજા દિનચુશ્ત પાદશાહોએ પોતાની સમજ અને શક્તિ પ્રમાણે સુધારો કરવાની કોશિશ કરી હતી, તેના એક દાખલા તરીકે દેરાયસ હિસ્તાસ્પીસ—"જેણે આર્યનોની સલતનતને તથા માઝ્દિયસ્નાન ધર્મને ઈસુની પાનસે ઉપર વર્ષ આગમજ ફરીને નવેસરથી ઘણો તરોતાજગી હાલતમાં લાવી મેળી ખિળવી કાહાડયો હતો, તે નામવર માહાપુરૂષ નકશે રૂસ્તમ આગળ આવેલા પોતાના દોખમા ઉપર ઉંચે જે એક તખતી કોતરાવેલી છે, તેની આખેરીમાં આ પ્રમાણે પોતાની ઓલાદને જાણે શિખામણ આપી જાયછે—'ગરતીયા, હઈયા અઉર મઝદાહા ફરમાના, હઉવતીયા ગસ્તા, માથ દય. પશોમ તઈયામ રાસ્તામ મા ખવર્દ મા સ્તબ્વ.' યાને 'અરે, ઓ લોકો! અહુરમઝદનો ધર્મ જે તમારી સોડે ફરીને આવેલો છે તેને નાબુદ થવા દેશો નહીં. એ ખરો ધર્મ, ખબરદાર! છોડશો નહીં. ખબરદાર! નહીં તો, તેમાં તમો ઠોકર ખાશો.'[1]

## પારસીઓના કેટલાક યઝદો તથા હિંદુઓના દેવતાઓનું એકેકને મળતું આવવાનું કારણ.

હવે ઈરાનીઓએ જે દેવ પરસ્તોની રસમો વગેરે પોતાના ધર્મમાં આમેજ કરી હતી તેઓમાં—ઉપર કહ્યું તેમ—તેમના પડોશીઓ વેદ ધર્મ પાળનારા બ્રાહ્મણો પણ હતા, કે જેવોના વડીલો અસલમાં એકજ હતા, અને "ઐર્યનો"ને નામથી ઓળખાતા હતા. એ બ્રાહ્મણો—જ્યારે જરથોસ્તે માજદિયસ્નીં દીન ઈરાનમાં ચાલુ કીધી ત્યારે, એ ધર્મનો સામે થઈને તેઓ પોતાના ઐર્યન જાતભાઈઓથી છુટા પડી ઈરાન છોડી નાઠા હતા. તેઓના દેવતાઓની કેટલેક દરજ્જેની આરાધના ઈરાનીઓએ પાછળા વખતમાં દાખલ કીધી; તેમાં

૧. મી૦ જમશેદજી પાહાલનજી કાપડિયાની "તવારીખે મલુકે ઇયાયકે જરથોસ્તીઆન," વાલમ ૧ લું, ભાગ ૧ લો, પાનું ૧૯.

જે સારાં કામ કરનારા દેવતા હતા તેમને ઈરાનીઓએ યઝદો તરીકે ગણ્યા, અને બીજા જે પણ દેવતાઓ ખરાબ કામ કરનારા તરીકે જણાયલા હતા તેઓને ઈરાનીઓ દેવને નામે ધિક્કારવા લાગ્યા.

પણ ઈરાનીઓનાં યઝદ મંડળમાં હમેશ નેક અને ભલું સિવાય બીજું કશું નથી. બીજા દેવપરસ્તીઓના દેવતાઓમાં નીચ, અનીતિ ભરેલું અને શરમ ભરેલું ઘણું હોયછે, તથા તેઓના ઘણાક દેવતાઓ તરેહવાર જાતની બુરાઈ, અનીતિ તથા હલકાઈવાળા અને માણસાઈ અવતાર ધારણ કરી માણસોમાં દાખલ થતા હતા; પણ ઈરાનીઓના યઝદો તો હમેશ સારાં કામનેજ મદદ કરનારા, મિનોઈ, અને ખોદાતાલાની જૂદીજૂદી શક્તિ તરીકે ગણાતા હતા.[1]

હવે એ પ્રમાણે બ્રાહ્મણોના જે સારા દેવતાઓને ઈરાનીઓએ યઝદ તરીકે ગણ્યાછે, તેઓમાં મિથ્ર એક છે, જે બ્રાહ્મણોના દેવતા મિત્રને મળતો છે. બીજા જે દેવતાઓનાં નામો અવસ્તાના યઝદો અને દેવો વગેરેના નામ સાથે મળતાં આવેછે તેમાંનાં થોડાંક નીચે લખ્યાં છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| અવસ્તાનો | અહુર | તે | વેદનો | અસુર | છે. |
| „ | હોમ | „ | „ | સોમ | „ |
| „ | વયુ | „ | „ | વાયું | „ |
| „ | વેરેથ્રધ્ન | „ | „ | વ્રિત્રહન | „ |
| „ | આર્મઈતિ | „ | „ | અર્મતિ | „ |
| „ | અઈર્યમન | „ | „ | અર્યમન | „ |
| „ | સાઉર્દ્દ | „ | „ | સર્દ્દ | „ |
| „ | અંદ્ર | „ | „ | ઈંદ્ર | „ |
| „ | બગ | „ | „ | ભગ | „ |

ઈ ત્યા દિ .

---

૧. એ બાબે જુવો મેસર્સ બરજોરજી પાલણજી અને પાલણજી બરજોરજી દેસાઈની "તવારિખે સાસાનિયાન," બાબ ૪ થો.

## મિથ્ર અને મિત્રના નામોમાં જણાતો ફેર.

આ નામોમાં જે સેહેજસાજ ફેર દિસેછે તે સંસ્કૃત અક્ષરોને અવસ્તામાં તબદીલ કરતી વખતે જે નિયમો ધ્યાનમાં લેવા જોઈએ છે તે પ્રમાણે કાયદાસરના હોયછે—દાખલા તરીકે, અવસ્તાનો "હ" સંસ્કૃતમાં "સ" માં બદલ થાયછે, જેમકે, "હઈથ્ય" નો "સત્ય"; "હોમ" નો "સોમ" તથા "અહુર" નો "અસુર," વગેરે. તેજ પ્રમાણે વેદનો બોલ "મિત્ર" જે અવસ્તાના "મિથ્ર" શબ્દમાં બદલાયો છે તે અવસ્તા ભાષાના એક નિયમ પ્રમાણે થયલો છે, અને તે એકે '"ર," "ષ," "ત," "ન," "વ," "ય" અને "શ" એટલા અક્ષરોની આગમજ જો કોઈ નરમ (soft) વ્યંજન આવેછે તો તે નરમ વ્યંજન બદલાઈને કઠણ (hard) વ્યંજન બને છે;' આ કાયદા પ્રમાણે સંસ્કૃતનો "મિત્ર" બોલ અવસ્તામાં "મિથ્ર" થયો છે, એટલે "ર" એ તેની આગમજના "ત" ને ભારી કરી તેનો "થ" કીધોછે. એટલા પરથી ખરૂં પુછતાં તો એ બંને નામો—મિથ્ર અને મિત્ર—એકજ છે. પણ વળી એ બંને પવિત્રાત્માઓનાં કામ તથા તેમની સ્તુતિઓ પણ ઘણી આબેહુબ મળતી આવેછે, જે ટુંકમાં તપાસીએ.

## મિથ્ર અને મિત્ર, એઓનાં કામ, ગુણ અને સ્તુતિઓની સરખામણી.

જેવું લંબાણ વર્ણન મિથ્ર વિશે અવસ્તામાં આવ્યુંછે તેવું વેદમાં મિત્ર વિશે મળતું નથી. વેદમાં મિત્રને સૂર્યનાં એક બીજાં નામ લેખે ગણ્યોછે, અને તે દિવસ ઉપરના મવકલ દેવતાનું નામ છે, જ્યારે અવસ્તાનો મિથ્ર સૂર્યમાંથી નિકળતી તેમજ બીજી મિનોઈ રોશનીનો અલંકાર છે, તો જોકે પાછલા વખતમાં કોઈ કોઈ વાર ખુદ સૂર્યના અર્થ તરીકે પણ મિથ્રને ઘણાક લખનારાઓએ ગણ્યોછે, કે જે વિશે આગળ આપણે જોયુંછે. પણ વેદમાં મિત્રને ઘણું કરીને વરૂન નામના બીજા દેવતાની જોડે આરાધ્યો છે. આ છેલ્લો દેવતા રાત્ર ઉપર

મવકલ છે. એ વિશે હિંદુઓમાં એવી દંતકથા છે કે આગલ દિવસ અને રાત્રની હસ્તી હતીજ નહીં, એટલે એ બેમાં કંઈ તફાવત ન હતો, તેથી દેવતાઓએ મિત્ર અને વરૂન એ બંનેને જુદા પાડવા કહ્યાથી મિત્રએ દિવસને અને વરૂને રાત્રને ઉત્તપન્ન કર્યાં. આ ઉપ-રથી મિત્ર દિવસનો દેવતા અને વરૂન રાત્રનો દેવતા કરી જણાવા લાગ્યા, એમ કહેછે. વેદમાં મિત્રને માટે લખેછે કે તે અને વરૂન એઓ બંને ૧૦૦૦ થાંભલાવાળા એક સ્થિર મેહેલમાં રહેછે. મિથ્રને માટે પણ—આપણે આગળ[1] જોયું તેમ—જણાવ્યું છે કે "હરબેરેઝઈતિ" નામના પાહાડની ટોંચ ઉપર એક વિસ્તિર્ણ અને પ્રકાશિત મકાન—તમામ બેહેશતને લગતાં સુખો સાથનું—બનાવેલુંછે. જેમ મિથ્રને માટે જણાવ્યું છે[2] કે તે એક ઘણીજ સુશોભિત, પુષ્કળ ઝડપવાળી તથા સોનાની બનાવેલી રથમાં જાયછે, તથા તે રથને સફેદ મિનોઈ ખોરાકથી પોષાતા તથા અમર્ગ ઘોડાઓ ઘસડી જાયછે, વગેરે, તથા તેની ગાડીમાં તીરો, ભાળાઓ, તરવારો, ગુરૂજ વગેરે હોય છે, તેમ મિત્ર પણ વરૂનની જોડે રથમાં બેસીને ફરવા નિકળે છે. કે જે રથ સૂર્ય ઉગતી વખતે સોનેરી હોયછે તથા જેને ઘોડાઓ જોડેલા હોયછે. જેમ મિથ્રને—આપણે આગળ જોયું તેમ—અવસ્તામાં ઘણોજ બળવંત, બાહાદુર, વખાણવા લાયક, બોહોળાં ખેતરોનો સાહેબ, અશોઓ અને કોલ પાળનારઓનો મદદગાર, સર્વ વ્યાપક, એકી વખતે હજારો ચીજો જોઈ તથા સાંભળી શકનાર, વગેરે ખેતાબો લગાડેલા છે, તેમ વેદના મિત્રને પણ પાદશાહી સત્તા તથા કાબુવાળો, લશ્કરી બળવાળો, માણસોને કામમાં ઉજમ આપનાર, આશિર્વાદ પામેલો, ડાહ્યો, વખાણવા લાયક અને કૌવતમંદ કહ્યોછે; તે બોહોળો, જોરાવર, મદદગાર તથા પોતાની શકિત અને મોહોટાઈ વડે આકાશ ફરી વળે છે તથા પૃથ્વીને જોઈ વળેછે. વળી મિથ્રની માફક મિત્ર રોશની અને સચ્ચાઈનો સરદાર છે, તે જુઠાઓને ધિક્કારે છે તથા તેવાઓને ફંદમાંથી પકડે છે; વળી જેઓ તેના (મિત્રના) આશરા

---

1. જુવો પાનું ૩ જું.    2. જુવો પાનાં ૪ અને ૧૧.

તળે હોયછે તેઓ લડાઈમાં દુશ્મનને હાથથી શિકસ્ત થતા કે કપાઈ જતા નથી.

આ પ્રમાણે અવસ્તાના મિથ્રની શક્તિ, ખુબી અને સ્તુતિને વેદના મિત્રની શક્તિઓ, વગેરે સાથ સરખાવતાં, એ બંને પવિત્રાત્માઓ ઘણીક બાબદમાં એકેકને આબેહુબ મળતા આવેછે.

---

## બાબ—બીજો.

---

# અવસ્તાનો મિથ્ર; અને રોમ અને યુરોપના બીજા ભાગોમાં આગળા વખતમાં દાખલ થયલી મિથ્રને નામની ભેદભરી પુંજાઓ[1] સાથનો તેનો મુકાબલો.

---

### મિથ્રને લગતી પુંજાઓનાં કોતરકામો.

સોલમી સદીની શરૂઆતમાં યુરોપના કેટલાક પ્રાચીન કાળની વસ્તુઓની શોધ કરનારાઓનું ધ્યાન રોમ અને તેની આસપાસની જગાઓમાં ચોકસ ગુફાઓની શોધ ઉપર ખેંચાયું હતું, કે જે ગુફાઓમાં કોતરકામો, સ્થંભો, તથા લેખો હતા કે જે સઘળા મિથ્રને લગતી પુંજાઓને વખતે વપરાતી ક્રિયાઓને લાગુ પડતા હતા. આ તમામ કોતરકામોના દેખાવો ગુફાઓમાં દાખલ થવાના ભાગ ઉપરજ હોયછે. એઓમાં મુખ્ય આકાર એક જુવાન માણસનો

---

૧. આ બાબદનો મુખ્ય ભાગ શેઠ ખ૦ ૨૦ કામાનાં મિથ્રને લગતી પુંજા અને તેના સંબંધની ક્રિયાઓ અને ભેદોને લગતાં વિદ્વતા ભરેલાં ભાષાણુને આધારે ઉપજાવેલો છે.

છે, કે જેને માથે એક ફ્રીજીયન ટોપી અને પગમાં પોહોળી ઈજાર પેહેરેલી છે; તથા નીચે થાર મારેલા એક ગોધાની ઉપર ઘુંટણમંદીએ બેઠેલો દિસેછે; અને તેના જમના હાથે તે ગોધાનાં જમના ખભામાં એક ખંજર ભોકેલું છે. તે ગોધાની સામેની આગળી બાજુએથી એક કુતરો હુમલો કરેછે, તેનાં જખમમાંથી વેહેતાં લોહીને ચુસ્વાને એક સાંપ તેના બદન ઉપર ચાલેછે તથા તેના મૂત્રસ્થાનના ખાનગી ભાગ ઉપર એક વીછુ ચટકા મારેછે. તે જુવાન માણસની પછવાડે એક પક્ષી ઉપરથી જોવામાં આવેછે. વળી સૂર્ય, ચંદ્રમા અને એક કીડી પણ જોવામાં આવેછે. એઓ ઉપરાંત, બીજા બે માણસના આકારો છે, એક આગળ અને એક પાછળ તથા એકના હાથમાં એક મસાલ ઉંચી ધરેલી તથા બીજાના હાથમાં એક મસાલ ઉંધી ધરેલી છે.

## મિથ્રની પરસ્તેશને લગતાં કોતરકામોની મતલબ.

આ રીતનાં કોતરકામમાં ગોધાને રાશી ચક્ર (Zodiac) માંની વરખ રાશી (એટલે Taurus અથવા ગોધાની નિશાની) ને લગતી ઇધાની તરીકે, તથા તે જુવાન માણસને સૂર્યના દેવતા—મિથ્ર—તરીકે, અને ગોધાને ખંજર ભોકવાની મતલબને મેષ વિષુવ (Vernal Equinox) ના વખતે સૂર્ય વરખ રાશીમાં દાખલ થવાની ઈધાની દાખલ સાધારણ રીતે સમજાવવામાં આવ્યુંછે. એવી ગણતરી કરવામાં આવીછે કે ૪ થી ૬ હજાર વર્ષોની વાતપર સૂર્ય મેષ વિષુવને વખતે વરખ રાશીમાં દાખલ થયલો જણાયો હોય. આ આધાર ઉપરથી કેટલાકો મિથ્રની પુંજાને લગતા ભેદ ભરમોને ઓછામાં ઓછા ૪ હજાર વર્ષની વાતપરના જુના ધારેછે.

## મિથ્રને લગતાં કોતરકામોની મતલબમાં અને અવસ્તા પ્રમાણેની મિથ્રને લગતી સમજમાં જણાતો ફરક.

પણ આ રૂમી મિથ્રને સૂર્યના દેવતા તરીકે જ્યારે લેખ્યોછે ત્યારે અવસ્તામાં આપણે આગળ જોયું તેમ મિથ્ર કંઈ સૂર્યનો દેવ-

તા નથી. પણ સૂર્યને માટે તો ખોરશેદ યઝદ છે. વળી આગળ[1] આપણે જોયું કે મિથ્ર આડે રસ્તે ચોરી લઈ જવાયલાં ગોસ્પંદોનો બચાવ થઈ પડવાના સાધન તરીકે મેહેર યશતમાં જણાયલો છે તો તે એક ગોધાના પેટમાં ખંજર મારીને ક્રૂરપણે ઠાર કરે એ કેમ ધારી શકાય.—આ બાબતમાં શેઠ ખ૦ રૂ૦ કામા પોતાનાં મિથ્રને લગતી પરસ્તેશનાં પુસતકમાં એવું ધારેછે કે જે જુવાન માણસની આકૃતિ કોતરકામમાં ગોધાને ખંજર મારતી જણાવીછે, અને જેને સૂર્યના દેવતા મિથ્ર તરીકે સમજાવવામાં આવ્યોછે તે એ મિથ્રને માટે ભોગ તૈયાર કરનાર મુખ્ય ધર્મગુરૂ કદાચ હોય અને ગોધાને ખંજર મારવાની મતલબને એ વિદ્વાન ગૃહસ્થ ગાવીઓદાદ (અથવા કુદરતની પેહેલી ગાય) ને લગતી પારસી દંતકથાની સાથે સરખાવેછે કે જે પરમાણે એ પેહેલી ગાયના મારી નાખવા પછી તેના કાલબુતમાંથી તમામ જાનવરો તથા ઝાડપાનોની દુનિયાની હસ્તી થયલી જણાવેલી છે; તથા એ ક્રિયાઓને મિથ્રનું નામ આપ્યુંછે તે પરથી એવું જણાવ્યુંછે કે મુખ્ય કરીને મેહેરગાનનાં જસનમાં ઈરાનીઓ હજુ પણ એક ગોશપંદને ગરદન આગળથી કાપેછે, અને તેની મૂડી અને કળેજીને હોમને લગતી ક્રિયાઓને માટે કાહાડો લઈને બાકીનો આખો ભાગ પકાવીને તેમાંથી તે જસનમાં હાજર રહેલા દરેક જણ તેની ચાસણી કરેછે તથા વળી પોતાનાં બચ્ચાં છોકરાંને માટે જરા કટકો ઘરે પણ લઈ જાયછે; અને એ રસમ ઘણાજ આગળા વખતથી ઈરાનીઓમાં ચાલતી આવેલી છે.

## રૂમી મિથ્રની પુંજાને લગતી ક્રિયાઓ.

હવે આ મિથ્રને લગતા ભેદ ભર્યાં કોતરકામો પછી તેને લગતો જણાયલો સખત અને ઘણી ગુપ્ત ક્રિયાઓને ટુંકમાં તપાસીએ.

આ ક્રિયાઓમાં દાખલ કરવા આગમજની ઉમેદવારોને શિખવવાની જગા એક ગુફો હોય એમ ધારવામાં આવેછે, કે જેમાં તરેહ-

---

1. જુવો પાનું ૧૦ મું.

વાર ઓરડાઓ હતા, અને એકમાંથી પસાર થઈ બીજા ઓરડામાં જતાં તે ઉમેદવારને વધારે ને વધારે સખ્તી ઉપજાવે એવી કશોટીઓને શરણ થવું પડતું હતું. ગુફાના મુખ્ય ભાગો શીહા અંધારા રાખવામાં આવતા હતા અને જેમ જૂદાજૂદા ઓરડામાંથી તે ઉમેદવાર પસાર થતો તેમ તેમ દરેક તદબીર વાપરીને તેની હિમ્મત અને દિલને કસી કસીને તપાસતા હતા. તેને એક બોહોળા ઝરાની પેલી પાર તરી જવું પડતું, તથા બળતા આતશની ચેહમાંથી ઝડપમાં નાસી જવાનું અને તેની નાગી ડાબી બાજુની છાતીની સામે ધરેલી તિક્ષ્ણ ખંજરની અણીપરથી પોતાનો રસ્તો લેવો પડતો હતો. વળી એ ક્રિયાના કરનારાઓ તે શિખાઉની સામે જંગલી હેવાનોના ભયંકાર આકારોમાં તેને બોધરાવતા તથા તેનાપર હલ્લો કરતા આવતા હતા અને એ બધું ૪૦ થી ૮૦ દિવસો સુધી ચાલતું. આ તમામ દિવસો સુધી પેલા ઉમેદવારને ઘણોજ થોડો ખોરાક આપતા હતા—એટલુંજ નહીં પણ વળી કેટલાકોના લખવા મુજબ તો ઉમેદવારને ૫૦ દિવસ સુધી અપવાસ કરવો પડતો હતો! આ ઘાતકી રીતોથી તેને ઘણોજ નાતવાન બનાવીને દિવસની ગરમી અને રાત્રની ઠંડીઓ તેની પાસ ખમાવતા હતા. આટલું જાણે પુરતું ન હોય તેમ બે તરણ દિવસો તો તેનાં નાગાં શરીરપર લાકડીઓ વતી ફટકા મારવાને માટે ખાશ ઠરાવતા હતા. આટલા ઘાટકી આજાબોમાંથી આપણે ધારીએ તેમ—થોડાઓજ પસાર થવા જોઈએ, અને ઘણો મોટો ભાગ તો ખુદરતી રીતે ત્યાંજ આ જાલમી પરીક્ષાના ભોગ થઈ પડયા હોવા જોઈએ. વળી કેટલાકો કહેછે કે એ ગુફાઓમાં માણસોના કમકમાટ ઉપજાવે એવી રીતે ભોગો પણ આપવામાં આવતા હતા. આ રીતના તમામ આજાબો અને સખ્તીઓમાંથી જે કોઈ પસાર થતો તેને તરેહવાર ભયંકાર ઓરડાઓમાંથી એક વધારે ચળકાટવાળા ઓરડામાં લઈ જવામાં આવતો હતો, કે જ્યાં આશમાનપરના જૂદા જૂદા સેતારાઓનાં રૂપવાળી રોશનીઓ સીલીંગમાંથી ટાંગેલી હતી. અહિંયાં તેને પવિત્ર પાણીથી નહવાડીને તેનાં કપાળ ઉપર એક નિશાની કરવામાં આવતી હતી અને તેઓનાં પંથને લગતા ચોકસ

જભ્ભા તેને પેહેડાવવામાં આવતા હતા. પછી તેને ઓલીવનાં પાત-રાંનું તાજ પેહેડાવવામાં આવતું હતું. તથા તેને આખે દિલે "બેન" નામનું તેલ ચોપડતા હતા, તથા જાદુઈ બખતરથી તેને હથિયારબંધ કરવામાં આવતો હતો. તેને એ પછી તમામ ક્રિયાને લગતા ભેદો સમજાવવામાં આવતા અને તે કોઈ પણ બાહારના શખસને નહીં કેહેવાના તેને શપત આપવામાં આવતા હતા; જે પછી તે ક્રિયાના ભેદો તરફ તેમજ તે ક્રિયા કરનારાઓ તરફ તે હમેશ સુધી ઘણાંજ ખેંચાણથી બંધાયલો રહેતો હતો. કહેછે કે તેને શિખવવામાં આવતા ભરમોમાં સૌથી મુખ્ય અને પવિત્ર ભરમો આકાશી સેતારાઓ અને ગ્રહોની હિલચાલ વિશેના અને તે સેતારા અને ગ્રહોમાંથી માણસ જાતના આત્માના માર્ગ વિશેના હતા. આ ભરમોને લગતી ઈધાની દાખલ કેટલીક જાતની સોડીઓ હતી, કે જે ચહડવા પછી સાત દરવાજા આવના, અને સૌને મથાળે એક આઠમો દરવાજો આવતો હતો. એ દરવાજાઓ સીસાના, કલ્લાઈના, પિતલના, લોખંડના, મિશ્ર ધાતુના, રૂપાના, અને શોનાના હતા, તથા તેઓ અનૂક્રમે સેતર્ન, વિનસ, જ્યુપિટર, મર્ક્યુરિ, માર્સ, ચંદ્રમા, અને સૂર્યને લાગુ પાડેલા હતા; તથા બદનથી છુટા પડવા પછી આત્માઓ તે સેતારાઓમાંથી પસાર થાયછે એમ ધારવામાં આવતું હતું.

## મિથ્રને લગતી પરસ્તેશનો યુરોપમાં ફેલાવો.

ઉપલો હેવાલ આ ગુપ્ત મિથ્રને નામની પુંજાઓનો એક ઘણો ટુંકો સાર છે, અને તેને માટે કહેછે કે તે ઈસ્વી સન પૂર્વે આસરે ૬૮ ના વર્ષમાં સિલિશિયાના ચોકસ ચાંચીઆ ચોરોથી યુરોપમાં દાખલ થઈ હતી. એવું કહેછે કે એની આગમજ એ ક્રિયાઓ અને પુંજાઓ કેપેદોશીઆ, આર્મિનીયા અને એશિયા માઈનરના ઘણાક ભાગોમાં બોહોળો ફેલાવો પામી હતી. ત્યાંથી તે ગ્રીસ અને રોમ તથા ફ્રાંસ અને જર્મનોમાં ફેલાઈ હતી. જે વખતે યુરોપમાં એ પુંજાઓ દાખલ થઈ ત્યારે રોમનોના મનની હાલત એવી હતી

કે આના જેવા કોઇ પણ નવા ભેદ ભરમો દાખલ કરેલા હોય તો તરત તેઓ તે બાહાળ રાખતા હતા, તેથી, મિથ્રને લગતા છુપા ભેદો અને તેના કમકમાટો તો તેઓને ખાશ રીતના પસંદ પડતા થવા જોઈએ, કેમકે તેણે હજારોને તે કબુલ રાખવાને ઉસ્કેર્યા હતા. જૂદા જૂદા રોમન શેહેનશાહોના રાજમાં વધારે અને વધારે ફેલાતાં, જુલીયન શેહેનશાહના વખતમાં એ પુંજાઓ તેની સૌથી ચઢતી હાલતમાં પુગી હતી, જે પછી ઈ૦ સ૦ ૩૭૭ના વર્ષમાં પર્ફેકત ગ્રેક્સે તમામ ગુફાઓ એકદમ બંધ કરવાનો હુકમ કીધો, અને એ રીતે મિથ્રની પુંજાઓનો અંત આણ્યો. આ પ્રમાણે આએ પુંજાએ આસરે ૪૦૦ વરસો સુધી રૂમી શેહેનશાહતમાં હસ્તી ભોગવી હતી.

## રૂમી મિથ્રની ક્રિયાઓ અને પરસ્તેશ સાથ અવસ્તાના મિથ્રનો મુકાબલો.

હવે અવસ્તાના મિથ્ર યઝદ વિશે જે કંઈ વર્ણન પેહેલા ભાગમાં આવી ગયું તેની સાથે ઉપલી રૂમી મિથ્રને લગતી ક્રિયાઓનો હેવાલ સરખાવશું તો કોઈ પણ કેહેશે નહીં કે અવસ્તાના મિથ્ર યઝદને એ ક્રિયાઓમાંના મિથ્ર સાથ કંઈ પણ લાગતું વળગતું હોય. આ બંનેના નામ મિથ્ર હોવાથીજ માત્ર એ યુરોપમાં ફેલાયલી પુંજા ઈરાનીઓના મિથ્રને લગતા વિચારો ઉપરથી તરેહવાર ફેરફાર અને વધઘટ સાથે દાખલ થઈ હોય એમ વિચાર જાયછે.

અવસ્તાના મિથ્રને ઉપલી રૂમી પરસ્તેશ સાથ જો સરખાવીએ તો પેહેલાં તો અંધારા ગુફાઓમાં પુંજાઓ કરવી તથા ચોકસ દેવતાઓ કે બીજાઓની કંઈ પણ મૂર્ત્તિ કે આકૃતિને પુંજવી એ ઘણા અસલના વખતથીજ ઈરાનીઓમાં ધિક્કારવામાં આવતાં હતાં. મિથ્ર તો રોશનીપરના મવકલ યઝદ તરીકે તમામ ઉંચી પાહાડોની શિખરો ઉપર પેહેલાં બાહાર પડેછે અને તમામ મિનારાઓ ઉપરથી દુનિયા પર નીઘા રાખેછે. તેનું મુખ્ય રેહેઠાણ સૌથી ઉંચા અલબરૂજ પહાડ

ઉપર જણાવ્યું છે,[1] કે જ્યાં અંધકાર, ઘણી ગરમી કે ઘણી ઠંડી, મોત કે મંદવાડ કંઈ નથી. ખુદ જરથોસ્તી ધર્મના મૂળ પ્રમાણે રોશની એ સપેનામીનોના એક નમુના દાખલ અને અંધકાર એ ગનામીનોના નમુના દાખલ ગણ્યાં છે, તો મિથ્ર જેવા રોશનીપરના મવકલ અને અંધકારને દૂર કરનાર યઝદને લગતી આરાધનાઓ અંધારા ગુફાઓમાં કરવા દેવામાં આવે એ તો કેવળ બનેજ નહીં. વંદિદાદ (પ્રગરદ ૩) માં કઈ જગા ઘણી ખુશાલ હોયછે, અને કઈ ઘણી નાખુશ હોયછે, તે વિશે જણાવવામાં આવ્યું છે, તેમાં ૪ થી જે જગ્યા ઘણીજ નાખુશ ગણીછે તે જેની ઉપર ગનામીનોને લગતા ઘણા ખાડાઓ હોય, યાને જ્યાં મુજી જાનવરોના અને અંધારા અને ખરાબ બો મારતા ખોહો હોય તેવી જગ્યાઓ છે. માટે આ ઉપરથી અંધારા ગુફામાં મિથ્રને લગતી ભેદવાળી પરસ્તેશ આગળા ઈરાનીઓમાં ચાલુ હોય એમ બનવા જોગ લાગતું નથી. તે સાથે ગુફાઓ અને બીજાં દેહેરાંઓમાં કોઈ પણ દેવતાને લગતી મૂર્તિઓ અથવા કોઈ પણ તરેહની આકૃતિ કરેલી હોય તેની પરસ્તેશ ઈરાનીઓ કરતા હતા એવું તદન તવારિખપરથી જણાતું નથી. અસલી ઈરાનીઓ કદી પણ મૂર્તિપુજક હતા નહીં એ વાત તમામ તવારિખનવેશો જણાવી ગયાછે. એટલુંજ નહીં પણ બહમન યશ્ત (પ્રકરણ ૩, ફ૦ ૩૬) માં[2] તો મિથ્રને એવાં દેહેરાંઓને તારાજ કરવાની તાકીદ અને ફરમાનો આપતાં જણાવ્યો છે. આ ફકરો નીચે મુજબ છે:—"અને બોહોળાં ખેતરવાળો મિથ્ર વખણાયલા પેશોતનને (ગુશ્તાસ્પના છોકરાને) આ પ્રમાણેના (અહુરમઝદના કલામો) પોકારીને કહેછે; 'દેવોનાં રેહેઠાણવાળાં મૂર્તિનાં દેવલોને તું જડમૂળથી ઉખેડી નાખ અને તેનો તદન નાશ કર! આ ઈરાનના દેશો જે મેં—અહુરમઝદે—પેદા કર્યાછે તે તરફ તું વધ! તે પાપીઓ ઉપર (માજદિયસ્નની) દીનની પાદશાહીને લગતું તખ્ત પાછું સજીવન કર! જ્યારે તેઓ તને જોશે એટલે તારાથી ઘણા ઘભરાશે'."

---

૧. જુવો પાનું ૩ જું.

૨. પ્રોફેસર મેક્શ-મ્યુલરકૃત પૂર્વ તરફના પવિત્ર ગ્રંથો, વાલમ પાંચમું,–ડૉ૦ વેસ્તનો બહમન યશ્તનો તરજુમો.

જે મિથ્ર યઝદને આ પ્રમાણે તમામ મુર્તિપૂજાને લગતાં દેહેરાંઓને તારાજ કરવા માટેની તાકીદ આપતો તથા હુકમ કરતો જણાવેલો છે તેજ મિથ્ર યઝદને અંધારા ગુફારૂપી દેહેરાંઓમાં આગળ ઈરાની-ઓથી પૂજવામાં આવ્યો હોય એ માનવા જોગ લાગતું નથી. આ અને બીજી ઘણી બાબતો છે કે જે ઉપરથી તે ભેદ ભરેલી ક્રિયાઓની ઉત્તપત્તિ અવસ્તાના મિથ્ર પરથી ચાલુ થયલી હોય એમ લાગતું નથી. જેમકે જરથોસ્તી ધર્મમાંની કોઈ પણ ક્રિયાઓમાં કંઈ પણ હલાકી કે સિતમ અથવા વેદના ઉમેદવારોનાં આંગપર કરવામાં આવ-તી નથી; એટલુંજ નહીં પણ તેથી ઉલટું હમેશ શરીરની સારી જતન કરવા ફરમાવેલું હોયછે, કે જેથી આત્માને હરકત ન પુગે અને સપે-નામીનોની તરફનાં કામો કરવાને પુરતું કૌવત રહે. વળી રૂમી ક્રિયા-ઓમાં અપવાસ કરાવવાનું જણાવ્યું છે તેની પણ વિરૂદ્ધ અવસ્તામાં[1] અપવાસ કરવા સામે બંધી કીધી છે. વળી તે રૂમી ક્રિયા કરનારાં મરદો અને ઓરતોને કુમારાં રેહેવાનું જણાવ્યું છે, જેથી ઉલટું જર-થોસ્તી ધર્મ[2] તરફથી કુમારાપણામાં જીંદગી કાહાડવાના કામને ઘણું નાપસંદ કીધુંછે; તથા પુરતી ઉમરે આવતાંને વાર પવિત્ર લગણના ગાંઠથી જોડાવાનું અને કાયદાસરની વસ્તીવારો વધારવા વિશે મુખ્ય કરી ફરમાનો કરવામાં આવ્યાં છે.

આ સઘળાં પરથી આપણને એવું લાગેછે કે રોમન લોકોના મિથ્રની ક્રિયાઓ અને પૂજાઓનું મૂળ ઈરાનીઓના મિથ્ર ઉપરથી નિકળ્યું નહીં હોય. આ વિચાર ઈરાનીઓના અસલ ધર્મથી વાકેફગાર ઘણા લખનારાઓ જણાવી ગયાછે. એ વિશે એક લખનાર[3] નીચે મુજબ જણાવેછે:—

"ખાવા પીવાની તેમજ બીજાં સંસાર સુખોની બાબતમાં

---

૧. જુવો વંદિદાદ, પ્રગરદ ૩, ફ૦ ૩૩.

૨. જુવો વંદિદાદ, પ્રગરદ ૪, ફ૦ ૪૭–૫૪.

3. St. Croix Mystéres du Pajanisure, Vol. II., page 143; as quoted in Mr. K. R. Kama's "Discourse on Mithraic Worship," &c. page 18.

અતિશય અંદાજે રાખવાની, અપવાસ કરવાની, તથા સ્ત્રી તેમજ મરદોએ કુમારાં રેહેવાની જે ચાલો મિથ્રને લગતી ભેદી ક્રિયાઓમાં ચલાવવામાં આવતી હતી તે જરથોસ્તી ધર્મને તો અજાણી છે. એ બેની વચ્ચેના તેઓના દેખઈતા મોહોટા તફાવતો ઉપરથી એવું અનુમાન થઈ શકેછે કે મિથ્રની ક્રિયાઓ જેવી કે ઈટલી અને ગ્રીસમાં કરવામાં આવતી હતી તેમ, તેનાં સ્વરૂપમાં તેનું મૂળ મુદલ ઈરાની હતુંજ નહીં, પણ તે ક્રિયાઓ બાબીલોનથી આવી હતી."

આપણે ઉપર કહ્યું તેમ આટલું તો ખરૂં છે કે જે વખતે મિથ્રને લગતી પરસ્તેશ રોમમાં દાખલ થઈ તે વખતે રૂમીઓના મનની હાલત એવી હતી કે કોઈ પણ બાહેરના ભેદ ભરમને લગતી ક્રિયાઓ અને પરસ્તેશોને તેઓ તરત કબુલ કરી લેતા; તથા તે વખતમાં તે લોકોએ જે જૂદાજૂદા ધર્મવાળી પ્રજાઓને જીતી હતી તેઓની ક્રિયાઓમાં ભેલભાલ, વધઘટ, તથા પોતાને પસંદ પડતી વળણો વગેરે ઉમેરીને તેઓ તે પોતામાં તરત દાખલ કરતા હતા. તો તે પ્રમાણે આ મિથ્રને લગતી ક્રિયાઓ તેઓએ પોતાના મનની વળણ પ્રમાણેના અને બીજી આસપાસની જાતવાળાઓની ક્રિયાઓ મુજબના ફેરફારો કરી પોતામાં દાખલ કરી હોય એ કદાચ બનવા જોગ છે. એ ભેદ ભરી ક્રિયાઓને અવસ્તાના મિથ્ર યઝદનું નામ લાગુ પાડેલું હોવાથીજ ઉપલી વાતને ટેકો મળે છે; તો જોકે અવસ્તામાંના કે બીજાં કોઈ પણ ઝંદ કે પેહેલ્વી લખાણોમાંથી આ ભેદ ભરી પૂજાઓનો કંઈ પણ ઇસારો મળતો નથી; એટલુંજ નહીં પણ એ બાબતનાં ઈરાનમાં કેથે પણ કંઈ કોતરકામો મળતાં નથી, તો જોકે પર્સિપોલિસ અને તેની આસપાસના બીજા ઘણા પ્રાંતોમાંથી બીજી બાબતોને લગતાં કોતરકામો તથા લેખો મળી આવેછે. આથી આ વાત તદન ખાત્રી વગરની અને શકમંદ રહી જાયછે.

## રૂમી મિથ્રને લગતી ક્રિયાઓ વિશેનો કહેવાતો મેહેર યશ્તનો ઇસારો.

પણ મેહેર યશ્તના ફકરા ૧૨૧–૧૨૨ ઉપરથી પ્રોફેસર દારમેસ્તેતે એવું ધારેછે કે તે ફકરાઓ ઉપલી ભેદ ભરી ક્રિયાઓનાં

કંઈ મૂળ હોય તેમ કોઈને કદાચ લાગશે. આ ફકરાઓમાં જરથોસ્તને સવાલ કરતો જણાવ્યો છે કે એક અશો પુરૂષ મેહેરને ઈજતી વખતે જે પવિત્ર જોર (ક્રિયામાં અર્પણ કરેલું પવિત્ર પાણી) તૈયાર કરે તે કેમ ખાએ કે જેથી મેહેર સંતોષી અને ગુસ્સા વગરનો થાય? એના જવાબમાં એવું જણાવ્યું છે કે મિથ્રની ઈજશને અને વખાણ કરવાને માટે ૩ દહાડા અને ૩ રાત શરીરને ધોએ, તથા ૩૦ "ઉપાઝન" નામની હોમની ક્રિયાઓ કરે; તથા બે દહાડા અને બે રાત તનને ધોએ અને ૨૦ "ઉપાઝન" કરે; અને જે કોઈ પણ શખસે "સતુદ્દયશત" નો અભ્યાસ ન કર્યો હોય તેવાને એ અર્પણ કરેલી ભેટ ખાવા દેવી નહીં. હવે ઉપલા ફકરાઓમાં આવેલા "ઉપાઝન નામ"[1] બોલનો અર્થ "શરીર ઉપર ફટકા મારવા" નો કરીને પ્રોફેસર દારમેસ્તેતે એ વાકયોનો— પોતાના શરીર ઉપર સરોષોચરણના કોરડાથી ૩૦ ફટકા અને ૨૦ ફટકા મારવા—એવો તરજુમો કરેછે, અને તે ઉપરથી તે એ ફકરાઓને રૂમી મિથ્રની ભેદ ભરી પૂજાઓ સાથે તેનો કંઈક સંબંધ દેખાડાવેછે, પણ તે બરોબર લાગુ પડતું જણાતું નથી. પ્રોફેસર સ્પીગેલ એ વાકયની મતલબને નુકશાનકારક ખરફસ્તરોને મારી નાખવા વિશેની ધારેછે. પ્રોફેસર હાર્લે[2] એ ફકરામાંના 'ઉપાઝન નામ' બોલને વીશે કહેછે કે, "અહીં ખ્રફસ્ત્રાને મારીને તેમનું માંસ ભેગું કરવાનો સવાલ છે."

## રૂમી મિથ્રની ક્રિયાઓના સંબંધમાં શેઠ ખ. રૂ. કામાનો ખુલાશો.

પણ મિથ્રની ભેદી ક્રિયાઓની બાબતમાં શેઠ ખ. રૂ. કામાએ જે ચાલાકી ભર્યો ખુલાશો કર્યોછે તેનો ટુંક સાર નીચે મુજબ છે:—

---

૧. આએ બોલનો સાધારણ અર્થ તો (દેશમાંથી) હાંકી કાહાડવા લાયક (નુકશાનકારક) જાનવર—એવો થાયછે, કે જે વંદીદાદમાં શિક્ષા કરવાને વાસ્તે હંમેશ વાપરેલોછે; (ઉપ) અને અઝ્=હાંકી કાહાડવું, તે ઉપરથી. જન્=મારવું, ઉપરથી ફટકાનો અર્થ કરવામાં આવ્યોછે.

૨. જુવો પ્રો. હાર્લેના યશ્તના તરજુમાનો અએર્પત મે. પા. માદનનો ગુજરાતી તરજુમો.

પેહેલી ચીજ એ ધ્યાનમાં લેવી છે કે આપણ પારસીઓને બંદગી કરવા માટેની કોઈ ખાશ જગ્યા જોઈતી નથી; આપણાં આતશબેહેરામો, આદરાનો અને અગિયારીઓ તો જાથુક રાખવાના આતશને હવા અને વરસાદનાં પાણીમાં ખુલ્લો રાખવાથી બુઝાઈ જતો અટકાવવા માટે બાંધવાની જરૂર પડેછે. આપણ ખોરશેદ, મેહેરની કે, આવાં અરદ્વિશુર વગેરેની ન્યાયેશ કરતી વખતે, અથવા તો જ્યારે અહુરમઝદ યશ્ત કે બીજી યશ્તો પઢના હોઈયે ત્યારે કોઈ પણ ખાશ ઈમારતમાં જવાનું ફરમાવ્યું નથી, પણ સામું, ઘરના અંદરના ભાગમાં હોઈયે તો બાહાર ખુલ્લી હવામાં આવીને પઢવાનું વધારે પસંદ કરીએ છીએ. પણ બંદગી કરવાના વિચાર સાથ સંબંધ રાખનારી માત્ર એક બીજી ઈમારત છે જેને દરેમેહેર કેહેવામાં આવેછે. હવે હાલના પારસીઓની એક ચીજને તેનાં ખરાં નામથી ઓળખવાનાં અજ્ઞાનપણા અને બેદરકારીમાં એક આદરાનને પણ વગર તફાવત રાખવે દરેમેહેરને નામથી ઓળખવામાં આવેછે, તથા એ બંને નામોને એક મળતા અર્થનાં સમજવામાં આવેછે. પણ મેહેરને વિશે જે કંઈ મેહેર યશ્ત વગેરેમાં જણાવ્યું છે તેમાં આતશ ઉપરનું તેનું મવકલપણું અથવા તો આતશ સાથનો તેનો કંઈ પણ સંબંધ નથી. દરેમેહેરનો અર્થ તો મેહેર અથવા મિથ્રનો દર અથવા દ્વાર મંડપ છે, કે જેમાં તમામ પાવમેહેલનું કામ કરવામાં આવે છે, અને તે આતશબેહેરામ કે આદરાનથી તદન અલાહિદી જગાએ હોય છે. મુંબઈમાં સગવડને ખાતર દરેક અગિયારીમાં દરેમેહેરને લગતાં કામને વાસ્તે એક જૂદો ભાગ એકજ ઈમારતમાં અને એકજ છાપરાં હેઠળ રાખેલો હોયછે—પણ નવસારીમાં જે વડી દરેમેહેર છે તે ફક્ત તેના ખરા અર્થ પ્રમાણે બરોબર છે, અને ત્યાં કંઈ જાથુકના આતશ (આતશબેહેરામ કે આદરાન) રાખવામાં આવતા નથી. હવે ત્યારે દરેમેહેરનો અર્થ આગળ કહ્યું તેમ મેહેરનો દર અથવા દ્વાર મંડપ છે, અને આએ તદન ધારવા જોગ છે કે એક દ્વાર મંડપમાં એક વધારે અંદરનો અને સૌથી પવિત્ર ઓરડો હોવો જોઈએ, કેમકે નહીં તો એક જગાને ખુલ્લી રીતે દ્વાર મંડપ કરીને કેહેવાની શું

જરૂર તે સમજી શકાય નહીં. અને એક મંડપના સૌથી અંદરના ભાગનો તફાવત દેખાડવાને બાહારના ભાગને દ્વાર મંડપ કેહેવામાં આવ્યો હોય. ત્યારે આગળા વખતમાં દરેમેહેરને માટે જે ખાશ ઈમારતો કરવામાં આવતી હતી તેમાં સૌથી અંદરના ઓરડા હોવા જોઈયે એમ નકી થાયછે. તેટલા માટે એક દરેમેહેરમાં જેબી કંઈ ધર્મ ગુરૂઓને લગતાં ક્રિયાકામો કરવામાં આવે તે તેની અંદરના સૌથી પવિત્ર ભાગમાં દાખલ થવા માટેની આગમજની માત્ર તૈયારીના હોય એમ સમજી શકાય. અરદાએવિરાફે પેલી દુનિયામાં પોતાના આત્માને લઈ જવા માંગ્યો તે આગમજ દરેમેહેરોમાંની આપણી ઈજશાનીને ઘણી મળતી આવતી ક્રિયાઓ તેણે કીધી હતી. હવે આ દરેમેહેરના અંદરના પવિત્ર ભાગમાં શું શું ક્રિયાઓ, ભેદ ભરમો વગેરે કરવામાં આવતાં હતાં તે નકી કેરવા પેહેલાં મેહેર—કે જેને દરેમેહેર અર્પણ કરવામાં આવેલો ધારવામાં આવેછે—તેના મુખ્ય અને ખાશ ગુણો કયા છે તે યાદ કરીએ. જરથોસ્તી ધર્મ પુસ્તકોમાં જણાવવા પ્રમાણે મિથ્ર આ દુનિયામાં માણસોનાં કામો ઉપર નીધા રાખેછે, તથા સાચ્ચાં અને નેક કામોને માટે ઉત્તેજન તથા સારો બદલો આપેછે અને જુઠાં અને ખરાબ કામોને માટે ચેતવણી આપેછે અને શિક્ષા કરેછે. તે ચીનવદ પુલ આગળનો ગુજરેલાંઓના આત્માઓનો ઈનસાફ કરનાર—મેહેરદાવર છે. મિથ્રનાં આટલાં મુખ્ય કામોને રૂમી મિથ્રને લગતા ભેદ ભરમો સાથ સરખાવતાં અને તેઓની સાથે અરદાએવીરાફનાં કામોને લગતી બાબત તપાસતાં, તેઓ વચ્ચેનો સેહેજ અને દૂરનો સંબંધ માલમ પડેછે. એ બાબતમાં કેલસસ અને પોર્ફિરીનાં ગ્રંથોમાંથી કંઈક ફકરાઓ એ તપાસને મદદ કરે એવા મળેછે. પેહેલાના જણાવવા પ્રમાણે રૂમી મિથ્રના ભેદોની મતલબ આકાશમાંના સ્થિર તારાઓ અને ગ્રહોના ફરવાને લગતી તથા તેઓમાંથી આત્માના પસાર થવા વિશેની ઈધાનીઓ દેખાડવાની છે. વળી પોર્ફિરી એક ઠેકાણે જણાવેછે કે "ઈશાનીઓ આત્માનું નીચે ઉતરવું અને ત્યાંથી એક જગા જેને તેઓ ગુફાઓ કહેછે તેમાં તેના પાછા ભરાવા વિશેના ભેદી ચિતારો દેખાડીને ઉમેદવારોને પોતાના

ધર્મને લગતો ઉપદેશ આપતા હતા." હવે અરદાએવીરાફનું રવાન જ્યારે તેના બાકી બદનમાં પાછું ફરયું ત્યારે તેણે જૂદાં જૂદાં બેહેશ્તો જેવાં કે ખોરશેદ પાયા, માહા પાયા, સત્તર પાયા, વગેરેમાં તેના પસાર થવા વિશે જણાવ્યું હતું. એટલે કેલસસના બોલોમાં કહીએ તો તારાઓ અને ગ્રહોમાંથી તેના આત્માના પસાર થવા વિશે તેણે જણાવ્યું હતું. વળી, પોર્ફિરીના બોલોમાં બોલીએ તો અરદાએવીરાફે પોતાના રવાનને દોજખમાં ઉતરવા વિશે પણ જણાવ્યું છે. કેલસસ અને પોર્ફિરી એવું કહેછે કે મિથ્રને લગતા ભેદ ભરમો આત્માને તારાઓમાં થઈને (એટલે બેહેશ્તમાં થઈને) ઉંચે ચઢવા વિશેના અને તેના નીચે (એટલે દોજખમાં) ઉતરવા વિશેના ભેદી દેખાવોના ચિતાર હતા. પણ આએ વાત અતરે ધ્યાનમાં રાખવી જોઈએ કે તારાઓમાંથી પસાર થવા વિશેની આએ બાબતને આગળા લખનારાઓ આત્માને આએ દુનિયામાંની જીંદગીના ચહડતે કે ઉતરતે દરજજેના વર્ગોમાં પાછા બદલાવા વિશેનું સમજ્યા છે, પણ શેઠ ખ. રૂ. કામાના વિચાર મુજબ તે જીંદગી તે બીજી દુનિયાની જીંદગી હોવી જોઈયે. એમના વિચાર પ્રમાણે—અરદાએવીરાફને વિશે જ્યારે કહેલું છે કે તેણે દરેમેહેરમાં શહરૂઆતમાં ઈજશને વગેરેને લગતી ક્રિયાઓ કીધી ત્યારે—તેણે મિથ્રને લગતી ભેદ ભરેલી ક્રિયાઓ પેહેલાં કીધી એમ સમજવું. અને ત્યાંથી પસાર થઈને તેણે તે દરેમેહેરના સૌથી અંદરના અને પવિત્ર ભાગમાં મિનોઈ દુનિયાના દેખાવોનો ખરેખરો ચિતાર જોયો હોય એમ લાગેછે. જો આ વિચાર ખરો હાય તો તે શિખાઉ ઉમેદવારને—અથવા હવે બરોબર બોલીએ તો તે મુસાફરને—તે ભેદી ક્રિયાઓમાં જણાવ્યા પ્રમાણેનાં સઘળાં ઘાતકી દુઃખો જે ખમવાં પડતાં હતાં તે કંઈ તેને ખમવાં પડતાં ન હોતાં, પણ તે વિશે એક બનવા જોગ અને વાજબી અટકલ એ છે કે તેને આ દુનિયામાંના પાપીઓને સજા તરીકે કેવાં દુખો ખમવાં પડશે તેનો ચિતાર દેખાડવામાં આવતો હતો. અને તે ચિતાર જેમ અરદાએવીરાફને દેખાડવામાં આવ્યો હોય એમ લાગેછે, તેમ તે ઉમેદવાર અથવા મુસાફરને પણ દેખાડવામાં આવતો હતો. જેમ અરદાએવીરાફ બેહેશ્તને

લગતાં રોશન અને સુખવાળાં મકાનોમાં જઈ આવ્યો, તેમ તે મુસાફ્-રને પણ— આપણે આગળ જોયું તેમ—રોશની અને તમામ સુખવાળા ભાગમાં લઈ જવામાં આવતો હતો, અને જેમ અરદાએવીરાફ્ને યઝ-દોએ ફાની દુનિયામાંથી બેહેશ્તમાં આવવા માટે આવકાર દીધો હતો એમ જણાવ્યું છે, તેમ તે મુસાફ્રને પણ તેજ બોલોમાં આવ-કાર દેવામાં આવતો હતો.

આ ઉપરથી રોમમાં ચલાવવામાં આવેલી મિથ્રને લગતી ભેદ ભરમોવાળી પૂજામાં ઇરાનીઓના મિથ્ર પરથી લીધેલું એવું કંઈ મળી આવેછે એમ બરોબર અટકળ કરી શકાય છે; પણ આ તો ચોકસજ છે કે તેમાં પારકાં ધૂર્મને લગતું અને ખુદ જરથોસ્તી ધર્મથી ઉલટું પણ એવું ઘણુંક પછવાડેથી ભેળાયલું હોવું જોઈએ. મિથ્રને ભૂલમાં સૂર્યનો દેવતા ગણીને અને મિનોઈ બેહેશ્ત અને દોજખને લગતા દેખાવોને મિથ્રની પોતાની પરસ્તેશો સમજવાને લીધે આ ભેદ ભર-મોનું જરથોસ્તી ધર્મમાંથી મૂળ શોધી કાહાડતાં અત્યાર લગણ મુશ્કે-લી લાગી હતી એમ આપણા આ પારસી વિદ્વાન માનેછે.

## રૂમિ મિથ્રની પૂજાઓ અને અવસ્તાનો મિથ્ર— એઓની સરખામણી ઉપરથી ઉપજતા વિચારો; જરથોસ્તી ધર્મની બુલંદી.

અલંકારીક ઇરાની યઝદને લગતા વિચારોની નકલ કરતાં અસલી મૂર્ત્તિ પૂજકોએ કેવી હદ સુધી તેને ફેરવી નાખ્યો હોયછે, અને તેમાં પોતાના અસલ દેવ પરસ્તી વિચારો પ્રમાણેનું તત્ત્વ કેટલું ભેળેલું હોયછે તે રોશની, સચ્ચાઈ તથા ઇનસાફ વગેરેનો નીતિના અલંકારવાળા ઇરાની યઝદ મિથ્ર સાથનો ઉપલી રૂમી મિથ્રને લગતો પરસ્તેશનો મુકાબલો દેખાડી આપેછે. આપણે આગળ[1] જોઈ ગયા છીએ તેમ ઇરાનીઓના યજદોને હંમેશ ભલાઈ, સારૂં કામ, અશોઈ,

---

૧. જુવો પાનું ૩૫ મું.

શરતી અને એવી બીજી નેક શકિતઓનું રૂપ આપેલુંછે. તથા ખોદાના બળમાંનો કંઈક અંશ અથવા ભાગ તેઓમાં સમજવામાં આવ્યો છે.

આએ સઘળું દેખાડી આપેછે કે એકજ ખોદાને માનવાનો ધર્મ ફેલાવનાર જરથોસ્તની પછીના વખતના "પાછળા" ઇરાનીઓનો ધર્મ પણ બીજી મૂર્તિપૂજક પ્રજાઓના ધર્મો કરતાં વધારે ખાલેશ હતો. તેનાં એ ખાલેશપણાને માટે પારસીઓ આજે મગરૂર છે. આજ જરથોસ્તી ધર્મ પુસ્તકોનું પુરાતનપણું તથા તેઓમાં સમાવેલી ફીલસુફી, નીતિ વગેરે બાબતોથી યુરોપિયન વિદ્વાનોએ જાણીતા થવા પછી, તથા તેમાં થયલી એક પછી એક શોધો જાહેર થવા પછી, જરથોસ્તના મહજબ્બ વિશે જે મતો અપાયાં છે તે એ ધર્મની બુજરગીમાં વધારો કરનારાં છે, તેના ખાલેશપણાની કદર બુજનારાં છે, બલકે તેઓ એ ધર્મને તેની આજની પડતી હાલતમાં ઈનસાફ આપનારાં છે. જરથોસ્તના વખતનાં લોકોની સ્થિતિ તરફ જોતાં, ઘણા દેવતાઓને માનનારી અસંખ્ય પ્રજાઓને સમજાવીને તેઓ પાસ એકલા એકજ ખોદાને માનવાની વાત કબુલ કરાવનાર, નેકી અખત્યાર કરવાથી થતા ફાયદાઓ અને બદીના ગેરફાયદાઓ તેમને સમજાવનાર, બેહેશ્ત અને દોજખનો તરીકો તેમનાં મનમાં ઠસાવનાર, રસ્તાખેજની વાતથી તેઓને ચેતાવનાર, જીવ અમર્ગ છે એમ કહીને ભવિષ્યની બીજી જીંદગી બાબે તેમને આઘાહી આપનાર કોઈ જેવો તેવો માણસ હોવો નહીં જોઇએ. એ સઘળું કામ નાનું યા સેહેલું નથી. એ કામ થોડી લડત યા થોડી મેહેનતથી હાંસલ થાય એવું નથી. તે જમાનો એવો હતો કે એવું કામ માથે લેનાર કદાચાતજ ફાવી જાય. તેવા વખતમાં એ સઘળું કામ હજરત જરથોસ્તે ઉઠાવીને બજાવ્યું. તે માટે અગરજો આગળા તેમજ હાલના વિદ્વાનો તેની તારીફ ગાએ તો તેમાં થોડીજ નવાઈ હોવી જોઇએ.

---

૧. મેશર્સ બરજોરજી પાલનજી અને પાલનજી બરજોરજી દેસાઈની "તવારિખે સાસાનીઆન," બાબ ૪ થો, પાનાં. ૧૩૦-૧૩૧.

કેમકે જરથોસ્તનો મહજબ સર્વે વિદ્વાનોની સેતાયસને લાયકનો પુરાતન વખતથીજ ઠરી ચુકયો હતો." અને જેમ પેલી વિદ્વાન સ્ત્રી મીસ એફ. પી. કોબ[1] લખી ગઈ છે, તેમ અને તેને મળતા મી૦ જમશેદજી પાહાલનજી કાપડિયાના[2] બોલોમાં કહીએ તો "જરથોસ્ત જેવો એક મહા જ્ઞાની નર, ઉત્તમ પુરૂષ, ઘણા પુરાતન જમાનામાં જો કદાચ નહીંજ થઈ ગયો હતે તો આજ હાલ ખુદરતી વિદ્યાનાં મંદિરમાં ન્યુટન જેવા જલેહદાર સિતારાની ખુટ વિના જેવું અંધારૂં રેહેતે તેજ માફક એ પેગંમબરની હસ્તી વિના આ દુનિયાનાં નીતિ શાસ્ત્રનાં મસ મોટાં ગંજાવર મંદિરમાંથી આફ્તાબ જેવો એક મોહોટો ઝળકતો સિતારો કદાચ ગોયા ખરી ગયો હતે, કારણ એ જે મનુષ્ય જાતનાં આત્માના સ્વરક્ષણ સારૂં જે પણ બીજા ધર્મો પાછળથી આ પૃથ્વીનો બોહોળી સપાટી ઉપર તવલુદ થઈ જે હાલમાં પ્રકાશિ નિકળ્યા છે, તે સઘળાઓની—જોશો તો—અસલી રોશનીનું તેજ, માહાતાબ માફક એ હજરતનાં પ્રતિબિમ્બને લીધેજ છે."

---

૧. જુવો Essays, Moral & Ethical by Miss. F. P. Cobbe.

૨. જુવો એમની "તવારિખે મલુકે તવાયફે જરથોસ્તીઆન," વાલમ ૧ લું, ભાગ ૧ લો, બાબ ૧ થો, પાને ૨૩૨.

સમાપ્ત.

## જાહેર ખબર.

આ ચોપડી નીચલે ઠેકાણેથી વેચાતી મળશે.

મુંબઈ:—કોટમાં મો૦ જેહાંગીર બેજનજી કરાણીને ત્યાંથી.

" ધોબીતળાવ મો૦ એરચશાહ કરાણીની કું૦ માંથી.

સુરત:—મુગલીસરાહમાં મીશન હાઈ સ્કુલની સામે અબકારી

ઈનસ્પેકટરની આફીસમાંથી.

